ભદ્રાયુ ગ્રંથમાળા

# છૂંદણાં

(નવલિકા સંગ્રહ)

લેખક:

કનૈયાલાલ જગજીવન રાવળ

# નિવેદન

મારી ટૂંકી વાર્તાઓનો આ પ્રથમ સંગ્રહ છે. મને જે અનુભૂતિ થઈ, જે ચિંતન કે ઊર્મિનો ફરફાટ મેં અનુભવ્યો તેને આકાર આપવાનો આ આછોપાતળો પ્રયાસ છે. મારા લેખનનો ઉષ:કાળ '૩૯ની સાલની ક્ષિતિજે રહ્યો છે. તે સમયે આગગાડીના ડબામાં નિહાળેલ દશ્યે મને વિચારતો કરી મૂકેલો એણે જે સંવેદન જગવ્યું તેના પરિપાક રૂપે તે કાળે એક સાપ્તાહિકમાં 'સ્નેહની હદ' વાર્તા પ્રગટ થઈ. જોકે પાછળથી આને મઠારીને નવો ઘ[illegible] આપ્યો છે. ત્યારબાદ નિબંધિકાઓનાં લેખન સાથે બીજી [illegible] વાર્તાઓ લખી. તેમાંથી ૧૪ વાર્તાઓને અહીં ગ્રંથસ્થ કર[illegible] છેલ્લાં દસબાર વર્ષના ગાળામાં લખાયેલી વાર્તાઓ, સમ[illegible] લાગે તે પહેલાં, પ્રકાશ પામે છે. વાર્તાનું આયુ બહુ [illegible] તો એક દસકો. ખાસ કરીને પાંચેક વર્ષ તેનું તેજ વિલાતું નથી. અલબત્ત સનાતન પ્રશ્નો કે તત્ત્વોવાળી સરસ વાર્તાઓ દીર્ઘજીવી બને છે એટલે એની તુલનામાં આ વાર્તાઓ કેટલી ટકાઉ નીવડશે એ કહી ન શકું.

'૫૪ની સાલમાં 'સૌરાષ્ટ્ર લેખક મિલન'ના દ્વિતીય અધિવેશન પ્રસંગે સ્વાગતપ્રમુખ પ્રાધ્યા. રવિશંકર મ. જોષીએ જ્યારે મને 'અનેકવિધ સર્જનો કરનાર' તરીકે ઓળખાવ્યો, [illegible] મારા મનમાં એક તરંગ ઊઠયો કે હું લેખક છું? જો કે મારું અનેકવિધ અને પુષ્કળ લખાણ સામયિકોનાં પૃષ્ઠો ઉપ[illegible] દેહ પામી ચૂક્યું હોવા છતાં જ્યાં સુધી મારું એકે પુસ્[illegible] નથી થયું ત્યાં સુધી લેખકોની નામાવલિમાં મારું નામ ઉમેરાય? ત્યારે પુસ્તક પ્રકટ કરવાની ઉત્સુકતા સળવળી

તેથી મને નથી લાગતું કે વાર્તાઓને હું ઉતાવળે, કાચી કે વહેલી પ્રગટ કરું છું.

સ્ત્રીઓ હાથપગ તથા મોં ઉપર છૂંદણાં ત્રોફાવે છે. ત્રોફાવતી વેળા તો વેદના સહેવી પડે છે, પણ પછી તે છૂંદણાં રમ્ય-સુંદર લાગે છે. સોનારૂપાંનાં અલંકારો, કાંડાઘડિયાળ કે પર્સ જ લાવણ્યવર્ધક છે એમ નથી. નૈસર્ગિક સુંદરતાનાં રંગછાંટણાં ચમકાવતાં છૂંદણાં ગાલના તલ સમા અધિક નમણાં લાગે છે. સંગ્રહનું નામ આના ઉપરથી લીધું છે.

વાર્તાઓ કોઈકોઈ સત્યઘટના કે પ્રસંગો ઉપરથી મેં ઊંચકી છે. જે જોયું અનુભવ્યું તેની શબ્દપ્રતિમાઓ ટાંકવા પ્રયત્ન કર્યો છે. વાચનછાપ, કલ્પનાબળ કે અનુકરણઢબે આલેખાતી વાર્તાઓમાં જીવનનો તરવરાટ ઓછો હોવા સંભવ છે, પણ જીવનના ઘૂઘવતા પૂર વચ્ચેથી સીધી સારવેલી વાર્તાઓમાં પ્રાણધબકાર વધુ સંભવે છે. મારા પિતા સ્ટેશનમાસ્તર હતા. હું પણ એ જ ચીલે —ી જાત પણ એક જ સ્થાને પાછલી આખી જિન્દગી–નોકરી —રી કરીને અને અન્ય ભોગ આપીનેય મારા શિક્ષણ માટે તેમણે પૂરો અવકાશ મેળવી મને રેલ્વેના ચાળાથી દૂર રાખ્યો. તે છતાં રેલ્વેના છોટાબડા તમામ કામોમાં–ટેલીગ્રાફી સુદ્ધાંમાં–કિશોરાવસ્થામાં જ મેં તાલીમ લઈ લીધેલી અને શિક્ષક તરીકેની મારી કારકિર્દી મેં શરૂ કરી ત્યાં સુધી મારા પિતાના કામનો બોજો મેં હળવો કર્યો હતો. રેલ્વેની કોઈ કોઈ વાર્તાઓ પાછળ મારા પિતાના જીવનપ્રસંગો કે ચારિત્ર્ય-કસનારા બનાવોની પ્રેરણા પડી છે. સ્ટેશન નાનું અને ગ્રામપ્રદેશનું ગ્રામલોકો તથા પ્રાકૃતજીવન અને ધીંગી ધરતી નિહાળવાનો હોવાથી મોકો નિકટથી મળ્યો અને રેલ્વેજીવનને સીધું ભીતરથી અને ગાઢપણે અવલોક્યું. અહીં રેલ્વે વિષેની ચાર વાર્તાઓ લીધી છે. બીજી

અન્યત્ર છપાયેલી બાકી રાખી છે. એ બધીસાં મનોવગાહનના સગડ નયે કળાય એ સ્વીકારું છું.

રેલ્વેજીવને બીજા કોઇને વધુ સંનિષ્ઠાથી લખવા પ્રેર્યા હોય તેવા લેખકો છે: સ્વ૰ મેઘાણી તથા શ્રી ચંદ્રવદન મહેતા. 'રેલ્વેસૃષ્ટિ' તથા 'આગગાડી'માં અનોખું જીવનદર્શન છે. અન્યની કોઇ કોઇ વાર્તામાં ય આ જીવનની રંગરેખાઓ અંકાઇ છે. દા ત. 'લૈયાદાદા'માં. બહુધા બહારખલા લોકો શહેરી ચશ્મામાંથી રેલજગતને તટ ઉપરથી નીરખે છે. તે ખાણીઆઓનું કે કતલખાનાનું ગોઝારું જીવન જોવા-જીવવા ગયેલા અપ્ટન સિંક્લેરના પ્રયાસ જેવું લાગે તો નવાઈ નહિ. વસ્તુતઃ સાચુકલા જીવનનો ચિતાર પ્રવાહી અંતરંગ રંગપીછીએ આલેખાવો જોઇએ. પણ સખેદ લખવું પડે છે કે રેલ્વેમાં અનેક કાર્યકરો હોવા છતાં કાં કોઇ કલમ નથી ઉપાડતું ?

. . . .

વાર્તાકારે રોજ એક નવા માણસનો પરિચય સાધવો જરૂરી હોય કે ન હોય, પણ ઓરડાના, રસ્તાના, બસના કે ડબાના એક છેડે પોતે હોવા છતાં તેણે તેના દૂરના બીજે છેડે થતો સંવાદ સાંભળવા માટે કાનને ચકોર બનાવવા જોઇએ, જોવા સાંભળવની આંખકાનની શક્તિને કેળવવી જોઇએ. તો ચોમેર ઉપસતા અસ-રંગી દૃશ્યોને પ્રસંગોને શબ્દોમાં મઢી લઇ શકાય. સાચી વાર્તાના પ્રસંગો સર્વત્ર આલેખન પામવા માટે તલસી રહ્યા છે, સહૃદયી કલાકારને ઝંખી રહ્યા છે.

. . . . . . .

આ સંગ્રહની બધી જ વાર્તાઓ સામયિકોમાં પ્રગટ થઇ ગયેલી છે. ૧, ૮, ૧૪ 'ગુજરાત સમાચાર'માં; ૪, ૬, ૯, 'નવચેત-ન'માં; ૨, ૩, 'ચેતન'માં; અને બીજી અન્ય સામયિકોના દિવાળી અંકોમાં પ્રગટ થઈ ગયેલી છે.

મારી વાર્તાઓમાં તથા અન્ય કૃતિઓમાં પહેલેથી રસ લઇ મને પ્રોત્સાહન આપનાર 'શ્રીજીવન'ના તંત્રી શ્રી મનુભાઈ જોધાણી, 'નવચેતન'ના તંત્રી શ્રી. ચાંપશીભાઇ ઉદ્દેશી, 'આરામ'-ના સંપાદક શ્રી. લક્ષ્મીપ્રસાદ આચાર્ય, ભૂતપૂર્વ 'પ્રજાબંધુ'ના સંપાદક શ્રી. ચુનીલાલ વ શાહ, મારા પૂ. ગુરુવર્ય પ્રાધ્યા. રવિશંકર જોષીનો તથા વડીલ મુરબ્બી ભાઇશ્રી અનંતરાય મ. રાવળનો એમનાં કિંમતી માર્ગદર્શન માટે અંતઃકરણપૂર્વક આભારી છું.

ભાવનગર, કનૈયાલાલ જ. રાવળ

તા. ૨૧-૫-૫૬

: અનુક્રમ :



કર્તાનાં હવે પછી પ્રગટ થનારાં પુસ્તકો:-

જીવન પંથ (નિબંધિકાઓનો સંગ્રહ)

રંગ અને કોરસ (હાસ્યરસની હળવી નિબંધિકાઓ)

ઊછળતાં નીર (નવલિકા સંગ્રહ)

મનન અને વિવેચન (વિવેચનાત્મક લેખોનો સંગ્રહ)

ફૂલનાં પાન (જીવનપ્રસંગોનો સંગ્રહ)

જીવન ધારા (સામાજિક નિબંધિકાઓ)

મસ્ત હવા (નાટિકાઓ)

# કસોટી

દાસ માસ્તરને સુવર્ણગઢને સ્ટેશને બદલી ઉપર આવ્યાને સાત આઠ વર્ષ થયાં હશે. સૌ તેમને 'દાસભાઇ'ના નામે ઓળખે. તે જાતે યોગના અભ્યાસી હતા, અને તે કહેતા કે "મારા ગુરુની યોગવિદ્યાનું બળ અપાર છે, અને હું એમની પાસે યોગ શીખી રહ્યો છું." નિર્ભયતા તેના રૂંવે રૂંવે પ્રગટતી. તેનું મનોબળ દૃઢતાની ટોચે પહોંચેલું હતું. ચિત્તની ગ્રહણધારણ શક્તિ એટલી અપૂર્વ હતી કે તે ભલભલા ભૂપની ઉપર સચોટ છાપ પાડી શકતા. કોઇની સામે જોતાં જો ચાર આંખ ભેગી થઇ, તો ભાર નથી સામી વ્યક્તિનો કે એ કોઇ વાતનો અસ્વીકાર કરે, એટલું એમની આંખોનું તેજ વેધક હતું. સાચું કહેવું, ન્યાયથી વર્તવું, સાદાઇથી રહેવું, અપરિગ્રહવૃત્તિ સેવવી અને ઉચ્ચ ચિંતન કરવું, એમાં જ એમણે જીવનની ઇતિશ્રી માની હતી.

સંતુષ્ટ જીવન ગાળનારાઓની સામે શિંગડાં માંડનારા ઘણા નીકળે છે; વિરોધીઓ પણ ઊભા થાય છે. દોષખોળુ દૃષ્ટિઓના હુમલાઓ પણ ચોમેરથી ઊમટી પડે છે. દાસભાઈ આ સર્વનું નિશાન બનવા લાગ્યા. પરંતુ તેની પડછંદ કાયા, વિશાળ ભાલ, પ્રભાવશાળી વદન અને શાંત પણ વીજળી જેવી આંખો આસપાસના મલિન અને દુષ્ટ વાતાવરણને દાબવા તથા શમાવવા પૂરતાં હતાં.

પરંતુ અંતરના આ અમીર અને મનના મીરને વ્યાધિ રૂપી શત્રુની પૂરી કનડગત હતી. ભોંમાંથી ભાલાં ઊભાં થાય એમ રોગશત્રુઓ પડકાર કરતા. દાસભાઇ કહેતા, "મારો આ વ્યાધિ મૂળ યોગાભ્યાસમાંથી જન્મ્યો છે. ષડ્ચક્રભેદન, યમનિયમ, આસન, પ્રાણાયામ નેતીધોતી

"મોટાભાઈ, ઇ તો અશક્તિમાન ભવેત્ સાધુ જેવા તમે રહ્યા. પણ આપણે આમ ને આમ પોચા રહેશું તો સંચોડા લૂંટાઇ જઇશું ને અંતે તાંબડી લેવી પડશે. રેલ્વે આપણને ટોકરો નથી બંધાવી આપવાની."

"વાહ શંકર ! એમાં શું ? છેવટ તો સાધુ જેવોજ છું ને !"

"પણ ઇ તો ગાડીમાં કેટલાય રખડતા પેલાઓ ઉતારી મૂકે છે તેવા. એમાં ફેર નહિ."

"અરે એવા તો એવા. સાધુ થવામાં કોઈ દોષ કે પાપ નથી."

"પણ તમે બિચારા સાંધાવાળાનેય એ પૈસા રળવા દેતા નથી એની આડેથી ખસો, તોય સારું. એને દબાવશો નહિ નકામા."

"શંકર, તમે ઠીક એ લોકોની વકીલાત કરી. બાકી પ્રમાણિકતા ઇ પ્રમાણિકતા. એ નખશિખ અને શિર સાટે જાળવવી રહી. હું, તમે અને આપણે સૌ એ સાટે બંધાઈ ચૂક્યા છીએ. હું તો આ સ્ટેશનમાં આજ આટલાં વર્ષોથી આમ કરતો આવ્યો છું."

"એજ મોટો શિરસ્તો પાડયો છે. લોકો પેધી ગયા છે. પોચું ભાળી ગયા છે. દાદ દેતા નથી. એવાને તો પાંશરાદોર કર્યા વિના કેમ ચાલે ?"

"શંકર અહીં આપણે સ્ટેશનેથી જે માલ ચડે છે, અને અહીં જે માલ ઊતરે છે, તેના આપણે રક્ષક છીએ, ભક્ષક નહિ. નહિ તો આપણે અપરાધી ઠરીએ, અંતરના ઇશ્વરના અને છેવટે રેલ્વેના. એનો દંડ વહેલો યા મોડો ભરી દેવો પડે અને એય ચક્રવૃદ્ધિ વ્યાજની સાથે."

"ઈશ્વરનો અને અંતરનો દંડ છોને ભોગવવો પડે, એની પરવા નથી, પણ તમે સામે ચલાવીને રેલ્વે પાસે અમને દંડાવવામાં નિમિત્ત બનશો નહિ."

"નકામો અને વગર અપરાધે મેં કોઈનો દંડ કરાવ્યો નથી. આજ વીસ વર્ષથી નોકરી કરું છું. અને સાચને આંચ નથી, સમજ્યા ?"

"તો પછી અમે સૌને પહોંચી વળશું."

"એટલે તમે હાથફેરો કરવા માગો છો ?"

"ના ના, મોટાભાઈ, એવું કશું જ નહિ."

"જો જો હોં, મારી નજર તળે કશું અવળું સવળું ન થાય, એ સમાલજો."

આવી વાતચીત બંને સ્ટેશન માસ્તર વચ્ચે અવારનવાર થતી. આ સ્ટેશને શંકરલાલ ડેપ્યુટી માસ્તર તરીકે તાજેતરમાં બદલીએ આવ્યા હતા. તેને ઉચાપત કરવાનો અને હાથ મારવાનો હરામ-ચસકો પડી ગયેલો. જ્યારે વધુ પોલું જુવે, ત્યારે તે વકરે જ. આ સ્ટેશને આવતાં તેણે તાગ મેળવી, રગ તપાસી પોતાના ચાલના પાસા ફેંક્યા. દાસભાઈની સાચુકલાઈ તેને આકેડકાઈ લાગતી હતી; અને એ કઠતી હતી; જો કે તે તેને કોઠું આપે એવો ન હતો; શંકર જાણે આખા તંત્રનો કીડો હતો. તંત્રમાં કેટલી કડીઓ છે, કઈ ઢીલીપોચી છે, કઈ કામની છે, તે જાણવાની કળામાં તે પાવરધો હતો. તેણે દસપંદર વર્ષની નોકરીમાં ઘણાં સ્ટેશન જોયેલાં અને જ્યાં જતો, ત્યાં પ્રથમ થોડા દિવસમાં બધોય પત્તો મેળવી લેતો. તે જાણતો કે કામ સાંધાવાળાઓ દ્વારા કઢાવવું અને તેની સાથે પોલીસના માણસોનો સહકાર મેળવવો, તો પાસા પોબાર પડ્યા વિના ન રહે. ફક્ત મુખ્ય સ્ટેશનમાસ્તર આંખ આડા કાન કરે, તો

બખ્ખાં અને લીલા લહેર ! શંકરે દાણો દાબી જોયો, દમ છાંટી જોયો, મરમભરમમાં કહેવાનું બધુંય કહી દીધું. રખોપિયા વિનાનું મોકળું ચરાણ જોતાં ગમે તેની દાઢ ડળકે, એમાં નવાઇ નથી. સુવર્ણગઢને સ્ટેશને દાસભાઇ આવ્યા તે પહેલાં આવી જ સ્થિતિ હતી.

પણ દાસભાઇ આવ્યા ત્યારથી બાજી બદલાઈ હતી. રેલ્વેના ઉંદરોને હવે બિલ્લીનો ભય જ્યાં ને ત્યાં લાગવા માંડયો. પરંતુ શંકરના આગમને દાબેલી કમાન ઉછાળા મારવા લાગી. બિલ્લીની કોટે ઘંટડી ટાંગવાનો સૌએ નિર્ણય પણ કર્યો. શંકરે બીડું ઝડપ્યું. બાંધે ભરમે બધી ટપાટપી થઈ ગઈ.

આજ આઠ વર્ષથી આ સ્ટેશને કોઇની રાડય બોલતી ન હતી. કોઇની રાવફરિયાદ ન હતી. એક નીતિમાન વ્યકિત આસપાસના સમસ્ત વાતાવરણને નીતિની સુવાસ ફેલાવી પોતાના જેવું બનાવે છે. અડખેપડખેના ગામોમાં પણ ગુલાબની ફોરમ મઘમઘતી હતી. સૌના મોંએ દાસભાઈનું નામ રમતું.

ઘણા લોકો તો તેને સંતમહાત્માના નામે બોલાવતા. અને આ સ્ટેશન સૌની આંખોનો ધ્રુવતારો બનેલું. એક તો એજન્સીની કોઠીનો પડાવ આ ગામમાં હતો અને તેના અંગ્રેજ સ્કોચ જાતિના પોલિટિકલ એજન્ટો અહીં રહેતા. એવા અગત્યના સ્ટેશને આઠ દસ વર્ષથી સતત રહેવું, એ જેવા તેવાનું ગજું ન હતું.

રેલ્વેના ઉપરીઅમલદારો પણ દાસભાઇને બદલવાનું નામ ન લેતા. અને તેઓ બદલવા માટે કયું કારણ રજૂ કરે ? કોઈ ભૂલ, વાંક કે ફરિયાદનું તો કારણ ન હતું. જોકે બેત્રણ વાર એવાં કહેણ તેમણે મોકલેલાં કે તમને મોટું સ્ટેશન આપીએ, તમારે જવું છે? દાસભાઇ ચોખ્ખીફૂલ ના પાડતા બેચાર વાર ઉપરનો ઊંચો 'ગ્રેડ' આપવાની લાલચે એમને બદલવાની દરખાસ્તો આવેલી પણ ઊંચા

પગારનો ને 'એડ'નો દાસભાઇએ અસ્વીકાર કર્યો. પછી તો સૌ એમ જ કહેતા કે દાસભાઇએ સુવર્ણગઢ સર કર્યું છે.

આ સ્ટેશનેથી ખસવામાં મૂળ તો પોતાનું નબળું શરીર-સ્વાસ્થ્ય જ નડતરરૂપ હતું. વળી યતકિંચિત જનસેવાની ઇચ્છા ખરી; તે ઉપરાંત બીજી ધ્યેયસિદ્ધિ અહીં રહીને કરાતી, તે દુન્યવી નહિ પણ આધ્યાત્મિક હતી. જીવનની ગહનતા-મર્મ-ને તાગનારા એ પાણીકળા હતા. એમને એ લગની લાગી હતી. આ ઉચ્ચ ધ્યેયની કોઇને ગમ ન હતી. જ્યારે તે આ હેતુ કોઇની આગળ સ્પષ્ટ કરતા ત્યારે બીજા હસતા.

હવે દાસભાઇને સમજાવવા મનાવવાનો પ્રયાસ છોડીને શંકરે દોલતની ઓથ લીધી. દોલત પોલીસનો માણસ હતો અને કેટલાક સમયથી આ સ્ટેશને આવેલો. દોલત ભડનો દીકરો ખરો એટલે શંકરને અણીના પળે હોંકારો આપ્યો. એક કડીના બે જણા બીજા બારને ભારે પડે, એવું કહેવાય છે, એમાં અતથ્ય ઓછું છે. એક દિવસે દોલતે દાસભાઇને કહ્યું, "માસ્તર સાહેબ, વચ્ચે પડશો નહિ."

દાસભાઇએ જિજ્ઞાસાથી પૂછ્યું, "શેની વાત કરો છો?"

"કેમ વળી? રાતવરતની જ!"

"એટલે? હું સમજ્યો નહિ."

"મૂંગા રહેવામાં માલ છે."

"શો?"

"ચોખ્ખી ભાષામાં કહું તો આઘાપાછી કરવામાં ગેરલાભ છે."

"પણ શો ગેરલાભ?"

"ઈ ખળે ખપ્યું પડશે." દોલત દાસભાઇના ટૂંકા ઉત્તરથી મનમાં સમસમી રહ્યો હતો. "જુઓ, દોલત, આ સ્ટેશને કોઈ

જાતની ધોંબાજાળી થઇ શકે એવી ગણતરી કોઇ રાખતો હોય તો એ ભીંત ભૂલે છે અને મને ચાહે તે ગેરલાભ થાય, હું એનો તલમાત્ર પણ ખેવના નથી કરતો. અહીં મેં સૌને પેંથીએ પેંથીએ તેલ નાંખીને વિગતથી રોકડું સંભળાવી દીધું છે. છતાં આંકડે મધ અને માખીઓ વિનાનું જોઈ તમારી ડાઢ ડળકે, તો તમારાં કરમ તમે જાણો"

હવે દોલતનું ભેજું ગરમી ખાવા લાગ્યું. તે કહે "માસ્તર, લપલપ રેવા દોને ! સારું કહું છું."

"એટલે તમારી બંદૂકથી ડરાવવા માગો છો, એમ ? બંદૂક રક્ષણ માટે છે અને તમે જવાબદાર નોકર છો, એ ધ્યાનમાં રાખજો. બાકી તો લોઢાના ચણા ચાવવાના છે, સમજ્યા ?"

"પણ તમારો સૌથી મોટો ભાગ તમે કહો તેટલો, પછી છે કંઇ ?" દોલતે નરમાઇ દેખાડી.

"મારે તો ઇ ગોમાંસ બરાબર છે. પણ તમને શે હરખે આ હરામનું સદે છે ?"

"એ તમારે જોવાનું નથી."

"તો ધોળે દિવસે તારા ભાળશો, જમાદાર."

"માસ્તર...! તાણ્યો વેલો થડ જાય; ઇ ખબર છે ને ? તંતમાં માલ નથી. ઝાઝાને છંછેડવામાં ફળ કડવાં મળે છે."

"થનાર હોય તે થાય. તમે કહેનાર કહી રહ્યા ? આ દેહમાં પ્રાણ છે ત્યાં લગી આ સ્ટેશનમાં કોઈનું રૂંવાડુંય ખાંડું કરવાની કોઇની દેન નથી. અને જે ઊભો થશે, તેને હું મરેલો ભાળું છું."

"દાસભાઈ, બહુ ફાંકો રાખી સંધ્યાઇ હોકવામાં સાર નથી. કોઇ અસૂરસવાર ફૂંકી દેશે."

ઉપલા શબ્દો બોલતો બોલતો દોલત ત્વરાથી ચાલ્યો ગયો.

દાસભાઈ વિમાસણમાં પડી ગયા. ફૂંકી દેનારો બીજો કોણ હોય ? દોલત જ. કારણ કે પોતે સવારસાંજ રેલગાડીની સડકે દોઢએ માઈલ સુધી ફરવા જતા. આ પ્રદેશ હતો સાવ નિર્જન, ભીષણ અને નદીનાળાંવાળો. વળી જ્યારે તે સાંજે ફરીને પાછા આવતા ત્યારે અંધારું થઈ જતું. છતાં ય તે એકલા ફરવા ચાલ્યા જતા. દાસભાઈને હૈયે ધરપત હતી કે આત્માને તો અસુર પણ હણી શકતો નથી, અને આત્મબળ આગળ ગુંડાઓ મોભર ગડથોલું ખાઈ જાય છે.

પૂર્ણ શાંતિ, ધીરજ અને સત્યના ઉપાસક દાસભાઈ તો સદા ય સવા મણની તળાઈ પર નિશ્ચિંત થઈ નિદ્રા લેતા. આવી ધમકી તેને મન રૂના પોલ જેવી હતી. ગુંડાઓ ગર્જના કરે પણ તે ખરે મોળા હોય છે. આવા તો અનેક ગુંડાઓને દાસભાઈએ બળથી જેર કરેલા.

'સમાનગુણવ્યસનેષુ સખ્યમ્' એ ઉક્તિ મુજબ દોલત અને શંકરની એક ગાંઠ જામી ગયેલી. એમાંથી એક ચોરમંડળી ઊભી થઈ; અને તેમાં એકએ સાંધાવાળા પણ ભળ્યા. બીજા એકએ સાંધાવાળા અલગ રહ્યા; પણ ધાકના માર્યા કોઈ ચૂં કે ચાં કરી ન શકતા.

મંડળીએ પેંતરા અજમાવવા શરૂ કર્યા; દાસભાઈની સાથે તે લોકો લટકતી સલામ રાખતા. દાસભાઈનાં છોકરાંઓ નિશાળે જાય તેને રસ્તામાં બિવરાવે, ધમકાવે અને કનડે. પેલા સાંધાવાળાઓ સ્ટેશન ઉપરની તથા દૂરના સિગ્નલની બત્તીઓ ઇરાદાપૂર્વક ઓલવી નાખે. એક વાર લાગ મળતાં દાસભાઈની દૂઝણી બકરીને કૂવામાં ફેંકી દીધી. આ બધાં કરતૂત કોનાં હશે, એ વિશે દાસભાઈને કેવળ પ્રત્યક્ષ પુરાવાની જ જરૂર બાકી રહી; પણ તે ગમ ખાઈ ગયા.

કેટલાક દિવસો શાંતિપૂર્વક વીત્યાં કોઈ બનાવ એ અરસામાં બન્યો નહિ. સૌ જાણે કે કર્તવ્યપરાયણ અને દિલસાફ બની ગયા. દાસભાઇને લાગવા માંડયું કે પોતાની સચ્ચાઇની ચોટદાર અસર હવે થવા લાગી. પરંતુ અંતે પોકળનો ફણગો ફૂટયો. ઓચિંતી ફરિયાદની કિકિયારી ઊઠી. વેપારીઓએ ધા નાંખી કે અમારો માલ ઓછો થયો છે. આજ સુધી કશી ઘટ ન આવતી તેથી તેઓ વિશ્વાસનો દમ લેતા હતા. દાસભાઇને પહેલાં શક પડયો કે કદાચ સામે સ્ટેશનેથી માલ ચોરાયો હશે કે રસ્તામાં ઓછો થયો હશે. તેથી પોતાના માણસોને તેમણે કશું ન કહ્યું. પરંતુ પાપ છાપરે ચડીને પોકારે છે. સાંધાવાળાઓમાં અંદરોઅંદરની ચણભણ થઈ, કર્ણોપકર્ણ વાતો ફેલાવા લાગી. એકમે તટસ્થ સાંધાવાળામાં ભૂપતસિંહ દાસભાઇનો વિશ્વાસુ હતો, તેને કાને વાતોનાં મોજાં અથડાયાં. તેણે દાળમાં કંઇક કાળું ભાળ્યું. દાસભાઇએ એકેએકની જડતી લીધી. પેલા સૌ નામકર ગયા. માલ ચોર્યો છે, તેનો હાર્શનિક પુરાવો શો ? તેથી કોઇના પેટ ઉપર પાટુ મારવી તેને રુચી નહિ. છતાં ઉપરી–અધિકારીને આ બાબતનાં ઘટતાં કાગળિયાં કરી મોકલ્યાં. પોતાના આટલાં વરસના અહીંના રહેણાક દરમ્યાન સીધા ચાલતા સાંધાવાળાઓને નવા આવેલ શંકરે કર્તવ્યભ્રષ્ટ કર્યા, દિલદગેડા બનાવ્યા અને ચોક્કસ ચોરીને રસ્તે હેળવ્યા, એ સત્ય દાસભાઇએ મનના ખીલે બાંધ્યું. અચળ રહેનારા ભૂપતે બીતાં બીતાં કુહાડામાં હાથા બનનારાનાં નામ દાસભાઇને આપ્યાં અને વધુમાં જણાવ્યું કે રાત્રિના બારને સુમારે ડબાઓના સીલ તૂટે છે અને માલની તફડંચીનો વિધિ ચાલે છે.

દાસભાઇએ કહ્યું, "તો પછી મને આજ સુધી તેં અંધારામાં કેમ રાખ્યો ?"

"સાહેબ, મને હમણાં જ ખબર પડી. ઊડતી વાત સાંભળી; અને જો હું ચાડી ખાઉં, તો મને ઠાર કરવાનો ઇ લોકોએ મને જાસો

આપ્યો છે. વળી તમનેય મારવાની પેરવી થઈ રહી છે. તેથી હું તમને સાબદા રહેવાનું કહેવા આવ્યો છું. ભલે ઈ મને મારે પણ તમારી સાથે રમત ખેલે ઇ મારાથી જોયું ન જાય."

"ઠીક, એમ બાબત છે? તું એક કામ કરજે! જ્યારે એ લોકો 'કામ' શરૂ કરે, ત્યારે મને પાછલે બારણે આવી કહી જજે."

આ વાત થયાને પાંચેક દિવસ થયા, તે રાતે એક વાગ્યે ભૂપતે દાસભાઇના બારણે ટકોરા માર્યા: "મોટાભાઈ, કામ ચાલે છે."

દાસભાઇએ કહ્યું, "સારુ તું તારે ઘરે જા, હું જોઈ લઇશ."

ભૂપત કહે, "તમે એકલા જાઓ છો? દોલત ત્યાં ભરી બંદૂકે પહેરો ભરે છે."

દાસભાઇએ હાથબત્તી લેતાં કહ્યું, "ખેર નથી એ લોકોની! હવે હું છું અને એ છે!" આટલું કહીને દાસભાઇ મક્કમ પગલે બત્તી લઇને સ્ટેશન તરફ આગળ વધ્યા. જેવો આઘેથી લૂંટારુ ટોળકીએ પ્રકાશ જોયો કે તરત જ તેઓ આઘાપાછા થઇ સંતાઇ ગયા. સીલ તોડવાનો અવાજ બંધ થઇ ગયો. દાસભાઇ માલના ડબા પાસે પહોંચ્યા ત્યારે ત્યાં કોઇ ન હતું. એ સાંધાવાળા ડબાની પાછળ ભરાઇ ગયેલા. શંકર દોટ કાઢીને સ્ટેશનની ઓફિસમાં ગરી ગયેલો. દાસભાઇએ આસપાસ તીરછી નજર નાખી અને પડકાર કર્યો, "કોણ છે એ હરામખોર?" તરત દોલત ડબાની પાછળથી ધસી આવ્યો. એણે સામી ત્રાડ દીધી:

"માસ્તર, સીધો ઘેર જા. વચ્ચે માથું નાખીશ તો ઊડી જઇશ. આ જોઈ છે? સગી નથી આટલી જ વાર છે." એમ કહી તેણે બંદૂક તાકી. દાસભાઇનો રીતો પિછાણનારને અવશ્ય ખ્યાલ આવે કે એ કેવી રીતે સામી છાતીએ ત્યાં એ વખતે ઊભા હશે.

તેણે સંપૂર્ણ સ્વસ્થતાથી કહ્યું: "દોલત, બસ આ જ તારી તાકાત ને? ચલાવ ઘોડા! જોઉં તારું બળ."

એક બે ત્રણ મિનિટ નીરવ શાંતિથી પસાર થઇ ગઈ.

"હવે રે'વા દેને! સતની પૂંછડી છો તે ખબર છે! છાનો માનો ઓપાઈ જાને! નહિ તો જોઇ લે આ બંદૂકનો ભડાકો!" એમ કહેતાં તેણે બંદૂકના ઘોડા ઉપર આંગળી મૂકી. નિશાન તો હાસભાઇની સામે હતું. હાસભાઈ એક શ્વાસે એક દૃષ્ટિએ જોઇ રહ્યા હતા. 'ખટાક' કરતો અવાજ થયો પણ બંદૂક ફૂટયાનો અવાજ ન થયો. એજ પળે દોલતના હાથમાંથી હાસભાઇએ બંદૂક ખૂંચવી લીધી. દોલતને બીક લાગી કે પેલી ન ફૂટેલી બંદૂકે હાસભાઇ મને મારશે. એ ગભરાટથી તે ત્યાંથી ઊભી પૂંછડીએ ભૂંશટીને ભાગ્યો. હાસભાઇ બંદૂક લઇને ડબાની પાછળ ગયા; તો ત્યાં બે સાંધાવાળા શિયાવિયા થઇ કરગરતા કરગરતા બહાર આવ્યાં. હાસભાઇ ત્યાંથી ઓફિસમાં ગયા તો શંકર નસ્કોરાં બોલાવતો ઘોરતો હોવાનો ડોળ કરતો સૂતો હતો. સાંધાવાળાઓ હેબત ખાઇ ગયા હતા તેથી બધું જ તેઓએ કબૂલ કરી લીધું. શંકરને ઉઠાડી એની પાસેથી નિવેદન લખી લીધું:

શંકરને નીચી પાયરીએ ઊતારી બદલી નાખ્યો. સાંધાવાળાઓને બરતરફ કર્યા. દોલતનો દંડ કરી તેની બદલી દૂરના સ્ટેશને કરી. દાસભાઈને કહેવામાં આવ્યું કે "કુનેહથી કામ કરતાં શીખો, ક્યાંક જાન ખોઈ દેશો. નીચેના કાર્યકરો ઉપરની તમારી સખ્તાઈ નરમ કરો." દાસભાઈને આ જાણી વિસ્મય થયું.

દાસભાઈએ ઘણો બચાવ કર્યો, દલીલો કરી, પણ સત્તા આગળ શાણપણ શા કામનું? છેવટે તેણે મન મનાવ્યું કે આમાં મારી જ ક્ષતિ લાગે છે; નહિ તો આવું શા માટે બને? યોગની સાધનામાં કંઈક ઊણપ રહી જવા પામી હશે, તેથી તો આટલો ઉત્પાત થયો. હવે જાગ્યા ત્યારથી સવાર.



તેણે સંપૂર્ણ સ્વસ્થતાથી કહ્યું: 'દોલત, બસ આ જ તારી તાકાત ને? ચલાવ ઘોડો! જોઉં તારું બળ.''

એક બે ત્રણ મિનિટ નીરવ શાંતિથી પસાર થઇ ગઈ.

"હવે રે'વા દેને! સતની પૂંછડી છો તે ખબર છે! છાનો માનો ખોવાઇ જાને! નહિ તો જોઇ લે આ બંદાનો ભડાકો!" એમ કહેતાં તેણે બંદૂકના ઘોડા ઉપર આંગળી મૂકી. નિશાન તો દાસભાઇની સામે હતું. દાસભાઈ એક શ્વાસે એક દૃષ્ટિએ જોઇ રહ્યા હતા. 'ખટાક' કરતો અવાજ થયો પણ બંદૂક ફૂટયાનો અવાજ ન થયો. એજ પળે દોલતના હાથમાંથી દાસભાઇએ બંદૂક ખૂંચવી લીધી. દોલતને બીક લાગી કે પેલી ન ફૂટેલી બંદૂકે દાસભાઇ મને મારશે. એ ગભરાટથી તે ત્યાંથી ઊભી પૂંછડીએ ભૂંશટીને ભાગ્યો. દાસભાઇ બંધૂક લઇને ડબ્બાની પાછળ ગયા; તો ત્યાં એ સાંધાવાળા શિયાવિયા થઈ કરગરતા કરગરતા બહાર આવ્યાં. દાસભાઇ ત્યાંથી ઑફિસમાં ગયા તો શંકર નસ્કોરાં બોલાવતો ઘોરતો હોવાનો ડોળ કરતો સૂતો હતો. સાંધાવાળાઓ હેબતે ખાઇ ગયા હતા તેથી બધુંજ તેઓએ કબૂલ કરી લીધું. શંકરને ઊભો કરી એની પાસેથી નિવેદન લઇ લીધું:

તે જ વખતે દાસભાઇએ પોતે પાંચ તાર રવાના કર્યા: એક ટી. એસ. ઉપર, બીજો રેલ્વેના ફોજદાર ઉપર, ત્રીજો રેલ્વેના મેનેજર ઉપર, ચોથો રેલ્વેના પ્રમુખ ઉપર અને છેલ્લો રેલ્વેના ડિ. એસ. પી. ઉપર. તારમાં બનાવની વીગત જણાવેલી અને છેવટ જણાવેલું કે 'અમારા જાનમાલની સલામતી નથી, તાકીદે વ્યવસ્થા કરો.'

બીજે દિવસે અસલદારોનું ધાડિયું ઊતરી પડયું. ફોજદારે બંદૂકનો કબજો લીધો. સૌનાં નિવેદનો લેવાયાં, પંચનામું થયું: દોલતની ધરપકડ કરી. થોડા જ સમયમાં પરિણામ આવી ગયું:

"કેમ, રાજી વહુ ? દૂધ ઢોળાયું કે ?" રાજીની સાસુ બાજુના ઓરડામાંથી આવીને બોલી ઊઠી, પણ રઘા પટેલને ગંભીર જોતાં તે આગળ ન બોલી.

"રાજી વહુને લાજઘૂમટો તાણવાની ધાડય બહુ ! જરા શાંતિ રાખતાં હોય, તો શું લૂંટાઈ જાય ?"

"એને લાખોવાર કીધું કે તારે આસ્તેથી લાજઘૂમટો તાણવો; પણ બહુ અથરી થઇ જાય છે; એમાં ને એમાં કોકવાર જાનમાલનું પારાવાર નૂકશાન કરી બેસશે."

"તમે ગમે તે કહો પણ છે ઇ ભડની દીકરી; લાગ્યું એને બે' જેવું એના રૂવાડામાં ? ચોરને તગડવા ઇ એકલાં ગ્યાં !" આથમતા જોબનનો એકાદ રડયોખડયો શેરડો રઘા પટેલના મોં ઉપર તગતગી રહયો. રાજીની કાર્યદક્ષતાથી ખુશ થઇ એના મોંમાંથી વખાણની ફૂલખરણીઓ ખરી પડી. પણ રઘાની પત્ની લાખીને આ વખાણ બાણ જેવાં વાગતાં:

"હવે નહિ જોઇ હોય મોટી હેડંબા ! કામ કરવા બેસે ત્યાં ખળું કરે છે અને તમે મોંએ બહુ ચડાવશો તો દાંતે ચોંટશે કોઈક વાર, સમજ્યા ?"

"સાચી વાત તો સોઇઝાટકીને કહેવી પડે; પણ તમને એના કામનો ગણપાડ નથી." પટેલે રાજીનું ઉપરાણું લીધું. એ વખતે તે પોરસાતો અને રાજીને ચાનક ચડાવતો. ત્રણ વહુઓમાં રાજી આમ માન ખાટી જતી.

થોડા રોજ પહેલાં મધરાતે વણના ખેતરેથી ગોકીરો સંભળાયો. ઘરમાં પહેલી રાજી જાગી ઊઠી. રિડય રાજીએ પારખી અને તરત જબરી ડાંગ હાથમાં લઇ, "મારા સસરાને જગાડજો," એમ પોતાની સાસુને કહીને ખેતરે દોડી ગઇ. ખેતર ઘરથી આઘે ન હતું. ત્યાં

# ભૂખ્યો નાર

"એલાં, તમે બધાં નઘરોળ જેવાં ! ડેલાની બારી તો બંધ કરવી'તી ! આ કાના રબારીની કાબરી નિરાંતવાં ભેંશનું ખાણ ખાય છે. કયાં ગયાં મનોરનાં વહુ ? કેમ તમે ખબર્યું રાખતાં નથી ? ને કોઇને ટોકતાં નથી ?" એમ બોલતા રઘા પટેલે બહારથી આવી, બકરીને તગડી, ડેલાની બારી બંધ કરી, તે પહેલાં તેણે આગમનસૂચક ટેવ મુજબ એક ખૂંખારો ખાધો.

રઘાના નાના પુત્ર મનોરની વહુ રાજી ખૂંખારો સાંભળતાંવેંત સડપ કરતી અરધી ઊભી થઇ ગઇ; ગોઠણ વચ્ચે બોઘરણું દબાવી ડેલાની અંદરની ગમાણ પાસે તે ભેંશ દોવામાં ગરક થઈ હતી; તેણે ઝડપથી લાજનો ઘૂમટો કાઢયો. બોઘરણું ધબ દઇને નીચે પડયું પણ નશીબજોગે દૂધ ઢોળાયું નહિ, એ ચતુર સસરાએ જોઇ લીધું. તે બોલી ઊઠયોઃ

"હાં હાં, આટલી ધાડય કયાં આવી છે ? જરા જાળવો, દૂધ જેવું દૂધ છે."

"બકરું તે કેટલુંક ખાણ ખાઇ જવાનું હતું ?" એમ ધીમેથી બોલી રાજી વળી દોવા વળગી. ખરું જોતાં કાબરીને તગડી કાઢી તે રાજીને ગમ્યું તો નહિ કારણકે કાબરીની એને માયા હતી. સસરા વહુની નજર મળ્યા પહેલાં છાતીપૂર ઘૂમટો કાઢવાની રાજીની ટેવ હતી. અને નજર એક થાય, તો તે એવા માબાપની દીકરી હતી કે તેને મરવાં જેવુંજ થાય ! અત્યારે રાજી ડેલા ભણી વાંસો વાળી દોતી હતી. કોણ જાણે શા નિમિત્તે પણ સસરાના દેખાવ માત્રથી કે અવાજથી રાજીને રોમાંચ થતો, પરિણામે તેને કંપારી છૂટતી.

આમ બંને જેઠાણીઓના મનમાં ખાર છંટાતો હતો, અને રાજીનો વાંક ગુનો ગોતવા તે કંઈક રસ્તા લેતી પણ તે ટંકણખાર ન ટેકીલી હતી.

ધીરે ધીરે રાજીમાં ગુમાનનાં કૂંપળ ફૂટયાં. પોતે મોટે મળસ્કે ઊઠીને દૂધ દોવાનું કામ પતાવી પોતાના ભાગનું ઈતર કામ પણ કરી લેતી, અને પોતાની જેઠાણીઓને હાથ દેવરાવતી. પેલી બન્નેને મદદ ગમતી પણ ઊંડી ઊંડી બળી જતી. રાજીને કોઈ વાર થતું કે મારા જેવું કામઢું કોઇ નહીં અને તે બોલતીઃ "મૂકી ઘો મારી બાઇ, તમે નહીં કરી શકોઃ જોઇ લ્યો, ઘડીકમાં કરી નાખું છું ને!"

આખા ગામમાં લોકો કહેતા કે "રાજી તો 'ભાઇડી' છે; અને રાજી નહીં પણ 'રાજો' છે. ઘરમાં એની રાંત જેવી ધાક ચાલે છે."

રઘા પટેલ રાજીની હોશિયારી જોઈ ઘરમાં વ્યવસ્થા કરવાનું કામ પણ એને સોંપતા. રાજીનો રૂઆબ ને દેદાર પણ ચંદ્રની કળાની જેમ ખીલતો ગયો.

પણ લાખી પટલાણીથી આ ખમાતું ન હતું, રઘા પટેલના ચારે હાથ રાજી ઉપર કેમ થાય છે એની ભાળ્ય તેણે કાઢવી શરૂ કરી; પણ કાંઇ હાથ ન લાગતાં હાથ ખંખેરી કડવા વેણ ઉચ્ચારતી. અને રાજીનો ખાલી ખોળો જોઇને વિમાસણમાં પડતાં બોલતી, "ઘોડા જેવી વહુ છે, પણ...પ...ણ!"

રાજીનો કારભાર હવે ઘરમાં શરૂ થયો હતો; તે કોઈના રાંકાઇના કામ ખમે એવી ન હતી. બોલવે ચબરાક, ને કામ કરવે કુશળ હોવાથી ઘરમાં કર્તાહર્તા જેવી થઇ. જેઠનાં છોકરાંઓ કંઇક આઘુંપાછું કરતાં તો તે કહેતી, "ખબરદાર, ગાલાઆવળી કરું

રાજીએ જોયું કે ત્રણેય પટેલપુત્રો ઓધાની જેમ ખેતરને ખોડીબારે ખીલાની જેમ ઊભા હતા. અંધારાના આછા ઉજાસમાં રાજીએ તિરક્સ નજરે ત્રણેયને ઓળખ્યા ને ત્રણેય પટેલે રાજીને ઓળખી.

રાજીએ પૂછ્યું "શું છે ? કેમ અહીં ઊભા છો ?"

"અંદર ચોર ભરાણા છે અને કપાસ ફીણે છે."

"વોય બીકણુ ! એમાં થઈ શું ગયું ? પડો અંદર ને ડાંગો ઝીંકો." તરત ખેતરમાં હિલચાલ થઈ; છેટેથી શિયાળની જેવી લાળી સંભળાઇ. રાજીનો ધાંટો ખેતરમાં આરપાર ઊતરી જતો હતો, તેનાથી ડરી જઇને શિયાળની લાંબી લાળી જેવી એક ચીસ દૂરથી આવી; અને તરત રાજી ડાંગ ઉછાળતી ખેતરમાં ગેબ થઇ. એની પાછળ ત્રણેય પટેલપુત્રો પણ કૂદી પડ્યા; થોડીવારમાં ચોરને ભગાડી મૂક્યા અને કપાસ બચાવ્યો.

એકવાર તો રાજીએ એકલે પંડે ભરેલું ગાડું ગારામાંથી ખેંચી કાઢ્યું હતું. અને તેની મર્દાનગી લાણી ટાણે ગીત ગવરાવી ઝડપથી કામ પૂરું કરવામાં પણ કળાઈ આવતી. મોટો ભારો ઊંચકવો હોય ને કોઇની શી મગદૂર કે ઊંચકી શકે, ત્યારે રાજી ફૂલની જેમ લઇ જતી. છાણવાસીદાં અને પાણીનું કામ તો તે સહેજમાં આટોપી લેતી. રાજીની કાયા પ્રકછંદ ને ગોરે વાન હતી. અને જ્યારે તે ચાલતી ત્યારે તો ખરેખર ધરતી ધ્રૂજતી. એની જેઠાણીઓને આ રુચતું નહિ. તેઓ બબડતીઃ "જોને બાઈ, ઇ તો ધબધબ ચાલે છે. અને એક કરે ત્યાં ત્રણ બગાડે છે."

બીજી કહે, "એનામાં વળોટ જ ક્યાં છે ? ધમધમાટ ઘણો, પણ સાવ ભાંગલો." એની મોટી જેઠાણી કહેતીઃ "એની જાત્ય ભલેને હાલે પણ નવીના નવ દી."

"વરસવળોટ ગોળાનું પાણી પીશે, ને જણ્યાં પેટ પડશે પછી પથરો જ."

"હવે બાહુ!" કહેતી રાજી આઘી ખસી ગઈ ને ડીંગો બતાવતી ઊભી રહી. મનોર રાજીના અદ્દભુત દેહહિંદોલ અને રૂપને તાકી રહ્યો.

"તમે તો નાર જેવા રહ્યા! આ શું?" રાજી ગાલ પંપાળતી ઊભી.

"પણ તું ક્યાં નારી નથી?" મનોરે દલીલ કરી.

"તમે વગડાઉ નાર (વરુ) જેવા. જરા ધીરપ રાખો. નારની બીકથી તો ગાલેય ગળી જાય."

"પણ તને તો નારના બાપનીય બીક નથી."

"ના છે."

"કોની?"

"એક તમારી ને બીજી બાપાની."

દરેક ઉનાળામાં વગડામાં નારની મોટી રાડ્ય બોલે. રોજ કોઈનું એકાદુ જાનવર ઓછું થાય. આ વખતે રાજીને દિલમાં છાનો ફફડાટ થતો લાગ્યો. બપોરે વાડીએ ભાત દેવા જતી ત્યાંથી એમના બીજા ખેતરમાં જઈ આવતી. બીજી વહુઓ કરતાં એનો ઓથ અધિક હતી એથી એને વાડીએ તથા ખેતરે જવા આવવાનું ફાવતું. એક બપોરે પાછાં આવતાં નારની એક જોડીને હરણિયાની પાછળ પડેલી જોઈ. આમ તો હરણ નારને ઝડપમાં ફાવવા દે નહિ પરંતુ એક નાર ઝાંખરાં આડે લપાઇ બેસે અને બીજો હરણની પાછળ પડીને તેને ચકાવો લેવરાવી મૂળ સ્થાને લાવે, ત્યારે લપાઈ બેઠેલો નાર તેને પકડી પાડે. પણ આ યુક્તિ અહીં નિષ્ફળ જતાં નાર-યુગલ ખેતર તરફ વળ્યું; અને જોતજોતામાં એક બકરીને ગળેથી પકડીને ઉલાળીને કાંધે ચડાવી એક નાર ભાગ્યો. થોડે

તો ! તમારી માવજત કરવા નથી આવતી. પગ ને ડીલ ભારે ખરાંને!" સાથીઓ (મજૂરો)ને સત્તાવાહી સૂરે હુકમ કરે અને વાંક આવે તો ખખડાવે; જરૂર પડયે શિખામણ આપે ને જરૂર પડયે ઠપકો આપે મોટા જેઠને એના કામની યાદી સવારમાં જેઠાણી દ્વારા દેવરાવે, "કહેજો મોટા જેઠને કે મોળિયાને ખેતરે જઇ સાથીઓ ઉપર નજર રાખે ને કામ બરોબર લ્યે; અને નાના જેઠ હરણિયાને ખેતરે જાય ત્યારે સાંજે બંધૂકદારૂ લેવાં ન ભૂલે."

મનોરને પણ તે કહી દેતી; "મોટી વાડીમાં છીંડાં પડયાં છે તે કાંટાના ઝાંખરાં લાવી ધરબી દેજો, નહિ તો વાડી સાફ થઇ જશે. અને કોસનું રાંઢવું જીરણ થયું છે તે નવાં ખેત્રણ વણાવી લેવાની તજવીજ કરજો."

અને સૌના કામની યાદી તે સસરાને મોકલાવી દેતી. રઘાને તો ઘરની તેમ બહારની ચિંતા ઓછી થઈ. તે રાજી ઉપર પ્રસન્ન હતો. પોતાની પ્રસન્નતાની છાપ રાજીના મોં ઉપર કેવી પડે છે, તે જોવા તે મથતો. પણ વ્યર્થ !

એક દિવસ એકાંતમાં રાજીએ મનોરને કહ્યું, "ઓણને વરસ તો તમારી એકે કોઠિયું ખાલી નથી રહી. વરસ તો સંધાય સારાં હોય. પણ તમારું રેઢ ખાતું, રઝળ્યા કરો બધા, ને ખેતર ભેળી મારો. હું આવી ત્યારથી તમારી કોઠી છલકાતી આવી છે, સાચું ને?"

મનોર વાત ગળી ગયો ને પલટાવીને બોલ્યો, "પણ પટલાણી એક કોઠી ખાલી છે."

"કઇ ? ઈ કહોને !"

"કઇ શું ? આ......!" કહી. મનોરે રાજીના હાથ પકડી લીધા. વણસુધરેલા લોકોને ચુંબન નહીં આવડતું હોય, પણ ધીમો સ્પર્શ કરી લેતાં તો જરૂર આવડે છે !

એ મદારીનો ખેલ નથી તો." રાજીએ હિંમત બતાવી.

ત્રણે આગળ વધી. પણ નાર ભૂખ્યો ડાંસ બનેલો તે જરાય ચસક્યો જ નહીં. ત્રણે જણીએ બીજો કેડો વળાંકમાં લીધો તો નાર ત્યાં જઈને રસ્તે બેઠો. હવે શું કરવું ? ત્રણેને વિમાસણ થઈ કે સમળીઝડપે બચ્ચાંને ઝૂંટવી લેતાં નારને વાર નહીં. રાજીને શૂર ચડયું કે મારા હાથમાંથી નાર ઝૂંટવે તો તો બસ મરી જવું ! પછી ત્રણેએ યુક્તિ કરી. ત્રિકોણમાં ગોઠવાઈ વચ્ચે બકરી રાખી; ને નારની પડખેથી ઘસાઈને નીકળી ગયાં. એકે કારી ન ફાવતાં નાર આંખો ગગરાવતો બેસી રહયો.

આ યુક્તિમાં રાજીનાં વખાણ તેની જેઠાણીઓએ કર્યાં, એટલે રધો પટેલ વધુ રાજી થયો. બધાંની વચ્ચે શાબાશી આપી ને રાજી માટે સોનીને ત્યાં એક નવી બોરમાળા બનાવવા માટેની જાહેરાત કરી; પણ રાજીને ખાસ ઉત્સાહ ન દેખાયો. રાજીને દેખે ત્યાં રધા પટેલ પ્રસન્ન દેખાતા ને વળીવળીને રાજીનું મોં જોવા તલપી રહેતા. રાજી ઘૂમટામાંથી ઝાંખુઝાંખું પણ જોઈ શકી કે સસરાને કંઈક તલપ છે. પણ રાજી તો એ કરતાં મોત જ ઇચ્છે. તે આબરૂદાર માબાપની દીકરી હતી ને આબરૂની એને ખેવના ખૂબ હતી. સસરાને મોં દેખાડાય એ એને મરવા જેવું હતું. બીજું તો કંઈ નહિ પણ લોકો શું કહેશે ? થોડા રોજ બાદ એક દિવસે રાજી કામસર ઘરમાં ગઈ ને સસરાને જોતાં પાછી ફરતી હતી ત્યાં રધા પટેલ બોલ્યા, "ઊભાં રહો, રાજી વહુ, આ માળા લેતાં જાઓ."

રાજી ઊભી રહી. રધા પટેલે માળા કાઢી આપી ને રાજીના હાથમાં મૂકતાં વાંકા વળીને મોં જોઇ લીધું. બસ ! રાજી તો કાળી શાહી જેવી થઇ ગઇ; માળા હાથમાં લેતીકને એ તો બહાર દોડી ગઇ. છાતી ફફડવા લાગી. બહાર કામ કરતી તેની મોટી જેઠાણીને

છેટે જઈ બીજો નાર ખેંચાખેંચી કરવા લાગ્યો પણ રાજીએ સામી છાતીએ જઈને છાપો માર્યો ને એક મોટો ચાસકો કર્યો કે તરત નાર બકરું પડતું મૂકી નાઠો. તરફડતી પડેલી પેલી બકરીને જોતાં રાજી ઉદાસ થઇ ગઇ: "આ તો કાબરી !" પડોશના રબારીની બકરી નાની હતી ત્યારે રાજીએ રમાડી ખવરાવી હતી અને હમણાં થોડા સમયમાં તે વિયાવાની હતી. રાજીએ પોતાની કાયા સામે જોઇ સરખામણી કરી કાબરીને ગળે બે ઇંચની દાઢ હતી, તેમાંથી લોહી નીંગળતું હતું. તરત કાબરીના રામ રમી ગયા. આ દુઃખદ ઘટના પછી મૂંગા પશુઓનું બપોરનું રખોપું રાજીએ પોતાના હસ્તક લઈ લીધું

એક સાંજે ત્રણે વહુઓ ખેતરેથી ઘર તરફ આવતી હતી. સાથે એક વિંયાતલ બકરી ને તેનાં બે ગદીડાંને હાથમાં લઇ ત્રણે આવતાં હતાં. વાડીએથી ઘેર આવવું હોય કે ખેતરેથી ઘેર આવવું હોય, તો વચ્ચે માર્ગમાં નહેરાં આવતાં હતાં. આવું એક નહેરું વટાવીને કાંઠે તેઓ ચડયા કે સામે માર્ગે વચાળે નાની નળ્યમાં એક નાર લપાઇને બેઠો હતો. નારની ક્રૂરતા વગડામાં અજાણી નથી હોતી. ઝાંખી માંજરી ત્રાંસી આંખોવાળું આ જંગલી જનાવર કૂતરા જેવડું હોય છે છતાં બકરી જેવડા પશુને મારી ખાંધે ચડાવી ખેંચી જાય એવું લોઠકું છે. માણસને બનતાં લગી કનડે નહીં પણ સાથે નાનાં પશુ હોય તો તે અવાયું પડે.

વચેટ વહુએ હેબત ખાધી, "આ બચ્ચાંને લઇને હિમખિમ જવું મુશ્કેલ છે. નાર વકરેલ છે ને રંજાડ વધેલ છે."

મોટી કહે, "પૂળો મૂકને રાજી: પાછા જઇએ વાડીએ, ને કોઇને બોલાવી લાવીએ આદમી વગર નાર પાંશરો નહીં હાલે !"

"અરે વાત છે ! એમ આપણા હાથમાંથી બચ્ચાં પડાવવાં

આવ્યો પણ ચકોર ને બળુકી રાજીએ ભાત પડતું મૂકી આવતા નારના ચપ દઈ કાન જ ઝાલ્યા. કાન ઝાલ્યા- એટલે નાર રાંક. સ્ત્રીના દેહની માદક સોડમ પુરુષને આવે છે, તો નારને કેમ ન આવે? નારના બેઉ કાનને સજ્જડ પકડી રાજી વિચારી રહી હતી કે હવે નારનું કાસળ કેમ કાઢવું? પણ રાજીનું હવે બીજું ગજું ન હતું ઊભા રહીને વાટ જોયા વિના કશો ઇલાજ ન હતો. મોટેથી સાદ તેનાથી પાડી શકાય તેમ ન હતો પણ તુરત સસરાને સામે કાંઠે જોયા પછી તેને હૈયે કંઇક ધરપત આવી

રઘાએ દૃશ્ય જોયું: કાન ઝાલી વાંસો વાળીને ઊભેલી રાજીને જોઇ. તેની જાતી કુલાઈ કડિયાની કસો તૂટવા લાગી પણ તેને ગઇકાલનો ભય સાંભર્યો. તેણે સાદ પાડીને કહ્યું, "રાજીવહુ, એમ ને એમ ઊભાં રહેજો. લગરિકે હાથ ઢીલો મૂકતાં નહીં. હિંમત રાખજો." એમ બોલતો રઘો હાથમાં કુહાડી સહિત દોડયો. રઘાના પડકારથી રાજીના દેહમાં વીજળી ઝબૂકી. છ માસનો ગર્ભ પણ હલી ઊઠયો. રાજીએ વિચાર્યું: 'સારું થયું કે સસરા પાછળથી આવે છે. નહીં તો?' પણ એટલામાં તો રઘા પટેલ બાજુમાં ફૂંટાતા દેખાયા ને જોતજોતામાં સામે વળ્યા ને હાથની કુહાડી ઉગામે છે ત્યાં તો રાજીએ નારનાં કાન છોડી ને સોડિયું વાળી ઘૂમટો કાઢવા ગઈ પણ નિમિષમાત્રમાં નારે છલંગ મારીને પોતાના તીણા નહોર તથા દાંતથી છ માસનો ગર્ભ ચીરી નાખ્યો. રાજી તત્ક્ષણ ચીસ પાડી ચીભડાની જેમ ફસકાઇ ઢળી પડી. રઘો પટેલ વીલેમુખે, દૈવને શાપતો અને હાથ મસળતો નાસી જતા નાર તરફ તાકી રહ્યો.

# ડોશીની ઝૂટ

ચૈત્રનો બપોર તપતો હતો. આગગાડીના ડબ્બામાં એક ડોશી આઠદશ માસના બાળકને ખોળામાં લઈ બેઠી હતી અને તેને છાનો રાખવા તથા રાજી રાખવા મથતી હતી. 'ડોશી' શબ્દ સાંભળતાં જે વિધવા તથા વૃદ્ધ હોય એમ જ માનવાનું રહે છે. પણ એટલી ડોશી પાસે નાનું બાળક ક્યાંથી ? એ પ્રશ્ન ઉદ્ભવે ખરો. આ ઘટના મને કોયડા જેવી લાગી.

જીવનની ગંભીરતામાંથી હાસ્ય, આનંદ મઝા ને મશ્કરીના ક્ષેત્રમાં માણસ ઝટ સરી પડે છે. ગાડીની ગતિ ચિત્તની ગતિમાં વેગ રેડે છે. આથી બેફિકરાઈની ફોરમ અને ટીખળવૃત્તિના ચબરાકિયાં જુવાનીના ઉભરતા થનગનાટ સાથે અમારી આસપાસના અન્ય જુવાનિયાઓમાં પણ છતાં થવાં લાગ્યાં. કલ્પનાનો એચિંતો એક બુટ્ટો એક બેસારુને સૂઝ્યો ને તેણે પ્રશ્ન કર્યો, "ડોશી, આ છોકરાની મા નથી? સાથે કેમ દેખાતી નથી?"

થોડીવાર ડોશીએ જવાબ ન આપ્યો. અમારામાંના બેચાર જણાની નજર તે વખતે ડોશી ઉપર મંડાઈ ને ઘણાંના કાન સરવા થયા. થોડીવારની નીરવતાને ભેદતી ડોશીની વાણી પછી સંભળાઈ:

"એની મા મરી ગઈ છે, ભાઈ!"

આટલા મિતાક્ષરી ઉત્તરથી પૃચ્છકની જિજ્ઞાસાને સંતોષ ન થયો પણ કંઈક ખેદ બતાવવો જોઈએ એમ જાણીને તેણે કહ્યું, "હરિ! હરિ! બિચારો મા વગરનો થઈ ગયો! ત્યારે હવે એને તમે આમ ક્યાં લઈ જાઓ છો? તમારી દીકરીનો દીકરો હશે?"

હવે આખા ડબ્બાનું લક્ષ આ બાળક તરફ ગયું ને બાજુ પર બેઠેલા સોબતીએ પ્રશ્ન કર્યો ત્યારે સૌની ડોક એ બાજુ પર મરડાણી અને બાળક સૌની આંખોનું કેન્દ્ર બન્યું.

ઓછાબોલી ડોશીએ જવાબ આપ્યો: "દીકરીનો નહિ, પણ મારા દીકરાનો દીકરો છે. ને બાપુ એને મારે ઘરે લઈ જાઉં છું."

એમ કહી ડોશી બાળકને પોતાના ખોળામાં ઉંઘાડવા માટે ઘણાંય વાનાં કરવા લાગી પણ છોકરાને જંપ ન હતો. ડોશીએ સ્તનપાન કરાવવા સુધીનો અખતરો કરી જોયો. પણ તેને મુદ્દલ

# સ્નેહની હદ

વૈશાખી બપોર તપતો હતો. આગગાડીના ડબ્બામાં એક ડોશી આઠદશ માસના બાળકને ખોળામાં લઇ બેઠી હતી. અને તેને છાનો રાખવા તથા રાજી રાખવા મથતી હતી, 'ડોશી' શબ્દ સાંભળતાં તે વિધવા તથા વૃદ્ધ હોય એમ જ માનવાનું રહે છે. પણ એકલી ડોશી પાસે નાનું બાળક ક્યાંથી ? એ પ્રશ્ન ઉદ્ભવે ખરો. આ ઘટના મને કોયડા જેવી લાગી.

ડોશીની સાથે સરસામાન નહિવત્ હતો. એ મેં ડબ્બામાં દાખલ થઇને તુરત જ એક સર્વગ્રાહી નજર દોડાવી જોઇ લીધું હતું. પણ ઉપલો કોયડો ઉકેલાતો ન હતો અને એની ચટપટી દિલને અસ્વસ્થ કરતી હતી. મારી નજર વારંવાર બાળકના મોં ઉપરથી ડોશીના દેહ ઉપર ફરી વળતી હતી અને મેળ ગોઠવવા ઝંખતી હતી. એટલામાં સુદામાની અનેક ચીંથરાથી વીંટાયેલી ચીંદરડીની યાદ આપે એવી એક પોટલીમાંથી ડોશીએ કંઇક બહાર કાઢયું. મારી કુતૂહલવૃત્તિ વધુ તીવ્ર બની પણ બટસ્ફોટ થતાં તે તરત શમી ગઇ. ડોશીએ એમાંથી રોટલાનો એક સૂકો કટકો ખેંચી કાઢયો, ને બાળકને આપ્યો. કંઈક ચૂસવાનું મળતાં બાળકને કંઇક શાંતિ વળી.

હું, મારા મિત્રો તથા અન્ય બેસારુઓ એક રીતે તો પરાયા હતા, એથી આ બધું ઊંડાણથી પારખવાની અમારી દાનત ન હોય એ સ્વાભાવિક હતું. અમે અમારા તાનમાં એકંદરે મસ્ત હતા. મારા મિત્રો તો મદઝરતા માતંગની લોલ ગતિથી ડબ્બામાં ચડી બેઠક ઉપર લહેકાથી વિરાજ્યા અને ઊની ઊની લૂની લિજ્જત માણતા બગાસાંને નોતરતા હતા. ગાડીમાં બેઠાં પછી

જીવનની ગંભીરતામાંથી હાસ્ય, આનંદ મઝા ને મશ્કરીના ક્ષેત્રમાં માણસ ઝટ સરી પડે છે. ગાડીની ગતિ ચિત્તની ગતિમાં વેગ રેડે છે. આથી બેફિકરાઈની ફોરમ અને ટીખળવૃત્તિના ચબરાકિયાં જુવાનીના ઊભરાતા થનગનાટ સાથે અમારી આસપાસના અન્ય જુવાનિયાઓમાં પણ છતાં થવાં લાગ્યાં. કલ્પનાનો ઓચિંતો એક બુટ્ટો એક બેસારુને સૂઝ્યો ને તેણે પ્રશ્ન કર્યો; "ડોશી, આ છોકરાની મા નથી? સાથે કેમ દેખાતી નથી?"

થોડીવાર ડોશીએ જવાબ ન આપ્યો. અમારામાંના બેચાર જણાની નજર તે વખતે ડોશી ઉપર મંડાઈ ને ઘણાંના કાન સરવા થયા. થોડીવારની નીરવતાને ભેદતી ડોશીની વાણી પછી સંભળાઈ:

"એની મા મરી ગઈ છે, ભાઈ!"

ચેન પડતું ન હતું, કે એનાં મોં ઉપર ક્યાંય શાંતિની ઝલક દેખાતી ન હતી.

ડબ્બાના યાત્રી–ઉતારુઓમાં તર્કવિતર્કોની આપલે શરૂ થઇ:

"આવડા છોકરાને પણ સગી મા વગર સોરવે ક્યાંથી?"

"છોકરાં ઊછેરવાં એ તો કાચા પાણા પકવવા સરખું છે."

"લૂમાં ક્યાંક ઝપટાઈ ગયો લાગે છે!"

"સિતમની ગરમી પડે છે, એમાં બાળક તો ફૂલ છે, તે ગૂંગળાય જ ને!" આમ વિધવિધ ભાવ ને વિચારમાં ઝબોળાયેલા મતોનું એક ખાસું મઝાનું પ્રદર્શન ભરાઈ ગયું.

બાળકની આકૃતિ એકંદર સુડોલ ને નમણી હતી. સોનેરી વાળ, ભૂરી આંખો અને અનુકંપા જગવતો ચહેરો, સામાન્ય ઊતરતી ગણાતી કોમમાં પણ આવા સુંદર બાળકો હોય છે એની સાક્ષી આપવા બસ હતાં.

ડબ્બાના ખૂણામાં બે બેસારુની વાણી જુદે જ માર્ગે વહી રહી હતી. એક કહે, "આ બચ્ચું ડોશીને પનારે કયા ભોગ લાગ્યા તે પડયું હશે? જાણે ઝાંખરામાં ગુલાબ!"

બીજો કહે, "પણ મને તો શંકા છે કે ડોશી કોઇનો તફડાવી લાવી ન હોય!"

પરંતુ આ વેણ અમારા બોલાશ આગળ વધારે સંભળાય એમ ન હતાં.

ડોશીની આસપાસ બેઠેલા જૂથમાંથી એક પછી એક ડોશીના શાણપણના વખાણ કરવા લાગ્યા: "ગામડામાં વસતી ડોશીઓમાં પણ સંસ્કાર અને ડહાપણભરી માવજત આપણાથી સુકીવા ચડે ખરાં." ગામડાની હવા નહિ ખાધેલ એક શહેરવાસીએ મહા ફટ

પ્રશ્નની કડી ઉકેલી હોય એમ સંતોષથી અભિપ્રાય ઉચ્ચાર્યો.

"ઘરડાં વગર કદીય ઘર ચાલ્યું છે ?" એક પ્રૌઢ આદમીએ મારા મિત્રોનું ચેન સમૂળું ઉડાડી મૂક્યું.

"ડોશીઓ વગર બાળકો ઊછરવા કઠણ ખરાં." એક અનુભવીનો કંઠ રણકી ઊઠયો.

"ભાઈ, ખરું કહું ? ડોશી તો ઘરને જીવતું તાળું છે તાળું."

મેં ખૂણામાં બેઠેલા મહાશયોની જોડી પ્રતિ જોયું તો એકે કહ્યું:

"એટલે તો ઘરને તાળું જ દેવાઈ જાય છે ને !"

મને લાગ્યું કે એમને ડોશીઓનો કડવો ઝેર જેવો અનુભવ થયો હશે. એમ ઉપરાછાપરી વેણુ ફેંકાતાં હતાં. ડોશી કયાંય પણ દૃષ્ટિ કરતી ન હતી. પણ હવે કંઈક બોલવું જોઈએ એમ લાગવાથી તે બોલી, "ઈ બધું તો ઠીક. પણ સગા પેટ ફરતાં કંઈ વધુ વાલું હોય ?"

"ડોશીમા, કયાંથી આવો છો ?"

"આ છોકરાને, બાપુ, એની મા કનેથી છોડાવી લાવું છું."

"હેં ! શું કહો છો ?" કહેતાક ને ડબામાં જાણે વીજળી પડી. ડોશીના શબ્દો સાંભળતાં આખા ડબામાં અરેરાટીની તીણી આહ રેળાઈ ગઈ. ઘડી એકમાં તો સૌને ડોશી રાક્ષસી લાગી; એટલા માટે કે એણે માતાની સુંવાળી ગોદમાંથી બાળકને ઝૂંટવી-છીનવી લીધું. સૌની નજરમાંથી તિરસ્કાર અને ઠપકો ઊછળી પડયો; આંખના અણસારામાં સમાયેલી લિપિ ન સમજી શકે એવી ગમાર એ ડોશી ન હતી. તેણે તુરત બચાવ કર્યો :

"બાપુ, નો લઈ આવું તો મારો એકનો એક દીકરો ખોઈ

એસું ને ! સગા દીકરાના મૂલનો મારે તો આ છે ! ને દીકરા જેવો દીકરો ! મારો જીવ કેમ ચાલે ? ભગવાનના વાંકમાં આવી હઈશ, નહિ તો મારો દીકરો શીદ મરે ?”

ડબ્બામાં ચોગર્દમ શાંતિ ફેલાઇ ગઇ ! પૈડાના ખડખડાટ સિવાય કશો અવાજ ન હતો. ડોશી થોડીવાર અટકીને બોલી, “ગામડામાં બટકુ રોટલો રળી ખાતા'તા ને દી ગુજારતા'તા, ત્યાં નસીબ બે ડગલાં આગળ હાલ્યું. મારો શવલો રોજ સવારે બે ગાઉ ઉપર કારખાને જાય ને ઝાલર ટાણે પાછો આવે. એક દી સાંઝા ખબર આવ્યા કે ઇ સંચામાં આવી જતાં એને કારમું વાગી ગયું છે. મારો તો રોયો જીવ ઊડી ગયો; આગલે દી એની વહુની હારે કજીઓ થયેલો. એમ તો કંકાસ ક્યારેક ક્યારેક થતો; આ છોકરાના જનમ પછી તો પગાર પણ વધ્યો'તો; પણ શવલાને મનમાં મૂંઝવણનો પાર ન હતો; કે'તો નો'તો ને મનમાં સે'તો તો. મરવાને દી વેલાં પ્રાગડ વાસ્યે તો વહુએ હોંશથી ભાતું રાંધી દીધું. મને અચરજ થયું ને વે'મ પણ ગ્યો. પણ વળી થયું કે સંસારનો ઘાટ છે તે વરવહુનો કજીઓ ઝાઝો નો હાલે. પણ ઇ બાઈ કાળી નાગણ નીવડી. મારો છોકરો તો બાર વાગ્યે છૂટી રોંઢો કરી કામે ગ્યો ને એના પેટમાં કાળી અગન જેવી બળતરા હાલી. એની છાતી રુંધાણી ને ઇ ઢગલો થઇ પડયો. ડાગતરને દેખાડવા પૂછવા જેટલોય સમો નો રીયો ને આંખે અંધારાં આવતાં સંચામાં ઓરાઇ ગ્યો. માંડ માંડ છેક છેલ્લી ઘડીએ ડાગતરે દેખા દીધી ને હાથ ધોઇ નાખી જવાબ વાળ્યો કે એમાં કાંઈ નથી. એણે લખી આપ્યું કે માથું ફૂટી જવાથી મરી ગ્યો; ને હું આ રોઈ કકળીને બેઠી રઇ છું.”

ડોશી ગળગળી થઈ ગઇ. તેની આંખે શ્રાવણભાદરવો હતો. એક બેસારુએ નિઃશ્વાસ નાખી પૂછ્યું, “તમારે બીજા દીકરા–દીકરી

તાબડતોબ પોંચીને છોકરાને છોડાવી આવી ત્યારે હવે મને ધરપત વળી.”

દુનિયાના રંગથી અણજાણ એવા એક જુવાનીઆએ પ્રશ્ન કર્યો:

“તે એમાં છોકરાને શું કામ લઇ આવ્યા? છોકરું એની મા કને જ હોય ને!”

“હાય હાય! માડી! મારો રૂડો રતન રોખો દીકરો જ ખોઇ બેસું ને! ઓલ્યા પારકા જણ્યાને દયા શેની હોય! હળવેકથી કાસળ જ કાઢી નાખે ને! આ એની સગી જણેતાનેય માયા નહિ, તો ઓલ્યાને શું હશે? આવરદા હશે તો જીવશે. ભગવાન સામું જોશે. પણ જાણી જોઇને ઓલ્યા કસાઇને ઘરે મૂકતાં રોયો મારો જીવ નો હાલ્યો. આછુંપાતળું ઓઢીપેરીને ને આછીપાતળી ઘેંશ ખાઇને આની પળોજણ કર્યાં વગર છૂટકો છે! આ દેહ નો હાલે તોય વેઠ કરીને પણ આને મોટો કરવો એમાં ના નહિ, નહિ તો પરભુના ગનામાં આવું! કયે ભવ છૂટું?”

“પણ માડી, માણસ આટલાં નીચ ને નિર્દય થતાં હશે એ કળ્યામાં નથી આવતું.”

“શું કહું, ભાઈ! આ અમારા જ પાડોશમાં ને ગામમાં મારા જાણ્યામાં બનેલા દાખલા છે: વાળુ વખતે નખમાંય રોગ નો હોય પણ ભળકડા પે’લા ઇના રામ રમી ગયા હોય. અરે ભાઈ, માનવી ભાન ભૂલે છે, ત્યારે શું નથી કરતો? ખાટકીના કામ કરતાં પાછું વાળીને જોતો નથી. ગમે તે રસ્તે સાલ કાઢી નાખે. આ અમારા ઘરઘરણાની નાત ને આજકાલ લોકમાં ફાટય બહુ વધી ગઇ: નાની વવારુનેય કાંઇ કે’તા કાંઇ કે’વાય નહિ. એની મેળે હાલવા દ્યો તો ઈ રાજી ને આ કલજગમાં કાળો કામો કાંઈ વધી પડયો છે? પણ ઇ મારા શવલાનો બાપ દેવ થયા

પછી મેં જ શવલાને નાનેથી મોટો કર્યો હતો. અમારા સમામાં આટલી હદ નો'તી આવી. આ તો હડહડતો કળજગ."

એટલામાં છોકરો જાગ્યો ને વળી ડોશી એની દેખરેખમાં પડી. બાળકને પોતાની જનેતાની શી જાણ્ય? સાચી ખોટી મા વચ્ચે એને ભેદ નથી. એને તો ગમે તેવી પણ એને પાળનાર પોષનાર તે તેની મા.

મારું મન વિચાર–ચક્રાવે ચડયું :

છોરુ કછોરુ થાય પણ મ વતર કમાવતર ન થાય એ કહે-વત અહીં અવળી પડે છે. હેમ્લેટની માએ પણ સ્થૂળ વિલાસ ઉપભોગની ખાતર કુકર્મ કરવામાં પાછું વાળીને જોયું ન હતું, પરંતુ હેમ્લેટ મોટી ઉંમરનો હતો તેથી તેણે વેર લેવા મનસૂબો રચ્યો. મહાત્મા ટોલ્સ્ટોયે રશિયામાં લગ્નપ્રથા અને બાળઉછેર માટે પ્રયત્ન કર્યો હતો.

કોણી ચડાવીને મેં મારા મિત્રની ઊંઘ ઉડાડતાં કહ્યું :

"આ જોયું ? નાતરિયાની નાતનું ભમરાળું પરિણામ ! છતી મા એ છોકરાં મા વગરનાં બને છે ને જયાં ત્યાં રઝળે છે. છેવટે અનાથાશ્રમ કે ચિતા જ એનું સ્થાન બને છે. આમાં સમાજની ઉન્નતિ કયાંથી થાય ?"

મારો મિત્ર આંખો ચોળતો છેવટે બોલ્યો ખરો, "બાળકો તો ઉપપેદાશ છે, એવી પશ્ચિમી હવાની અસર આપણા દેશમાં થવા લાગી છે. બચ્ચાંઓનું પાલણપોષણ પશુપક્ષી સૃષ્ટિમાં ખાસ ધ્યાન ખેંચે તેવું છે, પણ માનવ તો સંસ્કારી બન્યો છે ને !"

મેં કહ્યું, "આપણે ત્યાં સુધરેલા સમાજ કરતાં ગ્રામ્ય ને ઊતરતા ગણાતા સમાજમાં આ દશા વધુ હીન સ્વરૂપમાં છે. ગ્રામ-લક્ષ્મી, ગ્રામજીવન અને તેનાં ઉચ્ચ તત્ત્વોની સાથે નાતરાની પ્રથા

તાબડતોબ પોંચીને છોકરાને છોડાવી આવી ત્યારે હવે મને ધરપત વળી."

દુનિયાના રંગથી અણજાણ એવા એક જુવાનીઆએ પ્રશ્ન કર્યો:

"તે એમાં છોકરાને શું કામ લઇ આવ્યા? છોકરું એની મા કને જ હોય ને!"

"હાય હાય! માડી! મારો રૂડો રતન રોખો દીકરો જ ખોઇ બેસું ને! ઓલ્યા પારકા જણ્યાને દયા શેની હોય! હળવેકથી કાસળ જ કાઢી નાખે ને! આ એની સગી જણેતાનેય માયા નહિ, તો ઓલ્યાને શું હશે? આવરદા હશે તો જીવશે. ભગવાન સામું જોશે. પણ જાણી જોઇને ઓલ્યા કસાઇને ઘરે મૂકતાં રોયો મારો જીવ નો હાલ્યો. આછુંપાતળું ઓઢીપેરીને ને આછીપાતળી ઘેંશ ખાઇને આની પળોજણ કર્યા વગર છૂટકો છે! આ દેહ નો હાલે તોય વેઠ કરીને પણ આને મોટો કરવો એમાં ના નહિ, નહિ તો પરભુના ગનામાં આવું! કયે ભવ છૂટું?"

"પણ માડી, માણસ આટલાં નીચ ને નિર્દય થતાં હશે એ કળ્યામાં નથી આવતું."

"શું કહું, ભાઈ! આ અમારા જ પાડોશમાં ને ગામમાં મારા જાણ્યામાં બનેલા દાખલા છે: વાળુ વખતે નખમાંય રોગ નો હોય પણ ભળકડા પે'લા ઇના રામ રમી ગયા હોય. અરે ભાઈ, માનવી ભાન ભૂલે છે, ત્યારે શું નથી કરતો? ખાટકીના કામ કરતાં પાછું વાળીને જોતો નથી. ગમે તે રસ્તે સાલ કાઢી નાખે. આ અમારા ઘરઘરણાની નાત ને આજકાલ લોકમાં ફાટય બહુ વધી ગઇ: નાની વવારુનેય કાંઇ કે'તા કાંઇ કે'વાય નહિ. એની મેળે હાલવા દઇ તો ઈ રાજી ને આ કલજગમાં કાળો કામો કાંઈ વધી પડયો છે? પણ ઇ મારા શવલાનો બાપ દેવ થયા

પછી મેં જ શવલાને નાનેથી મોટો કર્યો હતો. અમારા સમામાં આટલી હદ નો'તી આવી. આ તો હડહડનો કળજગ."

એટલામાં છોકરો જાગ્યો ને વળી ડોશી એની દેખરેખમાં પડી. બાળકને પોતાની જનેતાની શી જાણ્ય ? સાચી ખોટી મા વચ્ચે એને ભેદ નથી. એને તો ગમે તેવી પણ એને પાળનાર પોપનાર તે તેની મા.

મારું મન વિચાર-ચક્રાવે ચડયું :

છોરુ કછોરુ થાય પણ મ વતર કમાવતર ન થાય એ કહેવત અહીં અવળી પડે છે. હેમ્લેટની માએ પણ સ્થૂળ વિલાસ ઉપભોગની ખાતર કુકર્મ કરવામાં પાછું વાળીને જોયું ન હતું, પરંતુ હેમ્લેટ મોટી ઉંમરનો હતો તેથી તેણે વેર લેવા મનસૂબો રચ્યો. મહાત્મા ટોલ્સ્ટોયે રશિયામાં લગ્નપ્રથા અને બાળઉછેર માટે પ્રયત્ન કર્યો હતો.

કોણી ચડાવીને મેં મારા મિત્રની ઊંઘ ઉડાડતાં કહ્યું :

"આ જોયું ? નાતરિયાની નાતનું ભમરાળું પરિણામ ! છતી મા એ છોકરાં મા વગરનાં બને છે ને જ્યાં ત્યાં રઝળે છે. છેવટે અનાથાશ્રમ કે ચિતા જ એનું સ્થાન બને છે. આમાં સમાજની ઉન્નતિ ક્યાંથી થાય ?"

મારો મિત્ર આંખો ચોળતો છેવટે બોલ્યો ખરો, "બાળકો તો ઉપપેદાશ છે, એવી પશ્ચિમી હવાની અસર આપણા દેશમાં થવા લાગી છે. બચ્ચાંઓનું પાલણપોષણ પશુપક્ષી સૃષ્ટિમાં ખાસ ધ્યાન ખેંચે તેવું છે, પણ માનવ તો સંસ્કારી બન્યો છે ને !"

મેં કહ્યું, "આપણે ત્યાં સુધરેલા સમાજ કરતાં ગ્રામ્ય ને ઊતરતા ગણાતા સમાજમાં આ દશા વધુ હીન સ્વરૂપમાં છે. ગ્રામલક્ષ્મી, ગ્રામજીવન અને તેનાં ઉચ્ચ તત્ત્વોની સાથે નાતરાની પ્રથા

તાબડતોબ પોંચીને છોકરાને છોડાવી આવી ત્યારે હવે મને ધરપત વળી."

દુનિયાના રંગથી અણજાણ એવા એક જુવાનીઆએ પ્રશ્ન કર્યો:

"તે એમાં છોકરાને શું કામ લઇ આવ્યા? છોકરું એની મા કને જ હોય ને!"

"હાય હાય! માડી! મારો રૂડો રતન રોખો દીકરો જ ખોઇ બેસું ને! ઓલ્યા પારકા જણ્યાને દયા શેની હોય! હળવેકથી કાસળ જ કાઢી નાખે ને! આ એની સગી જણેતાનેય માયા નહિ, તો ઓલ્યાને શું હશે? આવરદા હશે તો જીવશે. ભગવાન સામું જોશે. પણ જાણી જોઇને ઓલ્યા કસાઇને ઘરે મૂકતાં રોયો મારો જીવ નો હાલ્યો. આછુંપાતળું ઓઢીપેરીને ને આછીપાતળી ઘેંશ ખાઇને આની પળોજણ કર્યા વગર છૂટકો છે! આ દેહ નો હાલે તોય વેઠ કરીને પણ આને મોટો કરવો એમાં ના નહિ, નહિ તો પરભુના ગનામાં આવું! કયે ભવ છૂટું?"

"પણ માડી, માણસ આટલાં નીચ ને નિર્દય થતાં હશે એ કલ્પ્યામાં નથી આવતું."

"શું કહું, ભાઈ! આ અમારા જ પાડોશમાં ને ગામમાં મારા જાણ્યામાં બનેલા દાખલા છે: વાળુ વખતે નખમાંય રોગ નો હોય પણ ભળકડા પે'લા ઇના રામ રમી ગયા હોય. અરે ભાઈ, માનવી ભાન ભૂલે છે, ત્યારે શું નથી કરતો? ખાટકીના કામ કરતાં પાછું વાળીને જોતો નથી. ગમે તે રસ્તે સાલ કાઢી નાખે. આ અમારા ઘરઘરણાની નાત ને આંજકાલ લોકમાં ફાટય બહુ વધી ગઇ: નાની વવારુનેય કાંઇ કે'તા કાંઇ કે'વાય નહિ. એની મેળે હાલવા દ્યો તો ઈ રાજી ને આ કલજગમાં કાળો કામો કાંઈ વધી પડયો છે? પણ ઇ મારા શવલાનો બાપ દેવ થ્યા

પછી મેં જ શવલાને નાનેથી મોટો કર્યો હતો. અમારા સમામાં આટલી હદ નો'તી આવી. આ તો હડહડનો કળજગ."

એટલામાં છોકરો જાગ્યો ને વળી ડોશી એની દેખરેખમાં પડી. બાળકને પોતાની જનેતાની શી જાણ્ય ? સાચી ખોટી મા વચ્ચે એને ભેદ નથી. એને તો ગમે તેવી પણ એને પાળનાર પોષનાર તે તેની મા.

મારું મન વિચાર–ચક્રાવે ચડયું :

છોરુ કછોરુ થાય પણ મ વતર કમાવતર ન થાય એ કહેવત અહીં અવળી પડે છે. હેમ્લેટની માએ પણ સ્થૂળ વિલાસ ઉપભોગની ખાતર કુકર્મ કરવામાં પાછું વાળીને જોયું ન હતું, પરંતુ હેમ્લેટ મોટી ઉંમરનો હતો તેથી તેણે વેર લેવા મનસૂબો રચ્યો. મહાત્મા ટોલ્સ્ટોયે રશિયામાં લગ્નપ્રથા અને બાળઉછેર માટે પ્રયત્ન કર્યો હતો.

કોણી ચડાવીને મેં મારા મિત્રની ઊંઘ ઉડાડતાં કહ્યું :

"આ જોયું ? નાતરિયાની નાતનું ભમરાળું પરિણામ ! છતી મા એ છોકરાં મા વગરનાં બને છે ને જયાં ત્યાં રઝળે છે. છેવટે અનાથાશ્રમ કે ચિતા જ એનું સ્થાન બને છે. આમાં સમાજની ઉન્નતિ કયાંથી થાય ?"

મારો મિત્ર આંખો ચોળતો છેવટે બોલ્યો ખરો, "બાળકો તો ઉપપેદાશ છે, એવી પશ્ચિમી હવાની અસર આપણા દેશમાં થવા લાગી છે. બચ્ચાંઓનું પાલણપોષણ પશુપક્ષી સૃષ્ટિમાં ખાસ ધ્યાન ખેંચે તેવું છે, પણ માનવ તો સંસ્કારી બન્યો છે ને !"

મેં કહ્યું, "આપણે ત્યાં સુધરેલા સમાજ કરતાં ગ્રામ્ય ને ઊતરતા ગણાતા સમાજમાં આ દશા વધુ હીન સ્વરૂપમાં છે. ગ્રામલક્ષ્મી, ગ્રામજીવન અને તેનાં ઉચ્ચ તત્ત્વોની સાથે નાતરાની પ્રથા

મેળ ખાતી નથી. જ્યારે નાનું બાળક હોય, ત્યારે તો નાતરું ન થવું જ જોઇએ, એવું જ્ઞાતિના મોવડીઓ કેમ નહિ ઠરાવતા હોય?"

સ્ત્રી-પ્રેમ અને એમાં પણ માતૃપ્રેમ તો જગતમાં અજોડ છે. કવિ બોટાદકરે ગરબે રમતી રમણીને પોતાનો પારણિયે પોઢેલ 'નંદકુંવર' યાદ આવતાં ગરબો પડતો મૂકી દોડી જતી બતાવી છે. જગતના સર્વ કવિ માતૃપ્રેમને પ્રેમનો શિરોમણિ ગણે છે. પરંતુ ઊલટા બનાવો બને છે ત્યારે આપણી આંખ જોરથી ઊઘડે છે. પુનર્લગ્નની કઈ પુનિત પ્રણાલિનું આ ફળ હશે, એ સહેજ પ્રશ્ન ઊભો થઇ મૂંઝવે છે.

મારો મિત્ર વિચારક અને રીઢા દિલનો હતો. તેણે કહ્યું: "તારી જેવા આદર્શના વનોપવનમાં વિહરનારાને, સ્વપ્નભોમના મધુર આનંદની મિજબાની આરોગનારને કાવ્યમય સુખપ્રદેશમાં ઉડ્ડયન માણનારાને આ ઘટના નીરસ ફિસ્સી કે પોચટ લાગશે. કદાચ તારું દિલ ઘવાશે. પણ સમાજ તો 'હાથી ચલત હૈ અપની ગતમેં' જેવો છે."

એટલામાં બાળકનો રુદન-સ્વર સંભળાયો અને એ સૂર સાથે તાલ મિલાવતો હોય તેમ એક ભિક્ષુક છોકરાએ 'આ બાલ્યવયમાં કોઇનાં માત પિતા મરશો નહિ,' ગાયન દર્દભરી જબાનમાં શરૂ કર્યું. મિત્રની આંખો પલળી. નાનો બાળક છાનો રહી ગયો પણ ડોશીના ગળે ડૂમો ભરાઇ આવ્યો. મને ડોશીના શબ્દો સાચા લાગ્યા કે છોકરાની મા મરી ગઇ છે. ગાય મરતાં વાછરડાનો વલોપાત, પાણી વગરના મત્સ્યનો તરફડાટ, પક્ષિણી મરતાં બચ્ચાનો ફફડાટ કોને અસહ્ય નથી લાગતો ? થોડી ક્ષણમાં સ્ટેશન આવ્યું. એક બાજુ પોટલી ને બીજી બાજુ છોકરાને તેડીને કેડેથી નમેલી ડોશી ટગુ ટગુ નીચે ઊતરીને ચાલી ગઇ. સૌ એકીટશે જોઈ રહ્યા.

# નવો અવતાર

"સાચોસાચ ! હીરીઓ મરી ગયો !" મારા આદર્શઘેલા હૃદયે, છપ્પનિયાનાં રાંકાટને અન્ન મળ્યે જેટલો હર્ષ થાય એટલા આનંદે ચિત્કાર કર્યો.

અમારા રામપર ગામમાં હીરીઓ એક નામકાઢેલ જુવાન હતો. જન્મથી તે શેતાઇ કરવા સરજાયેલો, પણ કોણ જાણે દેવા વિધિની વક્ર અવળચંડાઇના ખાંઢા ત્રાજવામાં અદ્ધર લટકી રહ્યો. હૈયું હાથ રાખ્યું હોત, તો જરૂર તે આફતની આંધીથી બચી જાત. પણ તેને જુવાનીનો તોર હતો; છતાંય તેના હૈયાની વચ્ચોવચ્ચ સ્નેહની સુકોમળ સરવાણીની સેરો સળવળાટ કરતી હતી. તેના દિલના એક ખૂણામાં ઇલા માટેના પ્રેમનો દીવડો ટમટમી રહ્યો હતો.

થનગનાટ કરતી ચબરાક ઇલા એક ઉચ્ચ ઉદ્દેશથી જીવનના કુરુક્ષેત્રમાં ઘૂમતી હતી. રાષ્ટ્રની આઝાદી હાંસલ કરવાના તેના પિતાના સ્વપ્નકોડિયામાં તેલસિંચન કરતી, પિતાની છાયા બની તેને સતત પ્રોત્સાહન આપતી દેવયાનીનો જાણે અર્વાચીન અવતાર હતી. સાથોસાથ પોતાના નાજુકકાયા પાંગરતા મનોરથોને ઉઠાવ આપનાર વીર સહચરને તે શોધતી હતી.

હરકાંતની મહત્ત્વાકાંક્ષા, ધગશ, તથા પ્રબળતા તેણે પારખી. બંનેએ સાથે મળી દિવસો સુધી વિચારણા ચલાવી, યોજનાઓ ઘડી. પરંતુ અહિંસક યુદ્ધની અડીખમ પ્રશ્નઓરણ પર એમનાં દિલનાં બંધ-સ્નેહતંતુ-તૂટી પડયાં. અંતરના જે મંદિરમાં હરકાંત માટે ઇલાએ સ્નેહસંપુટ-સ્નેહમૂર્તિ પધરાવી હતી તે ખાલીખમ લાગ્યું. મૂર્તિ અંતરધાન થઈ ગઇ; પરંતુ ઇલા પિતાના જીવન-સિદ્ધાંતોમાંથી તસુભાર પણ ખસવા તૈયાર ન હતી; કારણ

પિતાની તે લાડકવાયી તથા આશાજ્યોત હતી. પોતાની માતાને તે પિતામાં ભાળતી. તેને લાગ્યું કે એક મોટું સાહસ ખેલી રહી છું, જીવનોલ્લાસના હિલોળા લેતા ઝૂલાને તરછોડી રહી છું, રેગીસ્તાનના રણમાં કૂચ કરું છું. આ મનોમંથન અને પ્રત્યાઘાત સહેતાં તો તેને નવનાં તેર થયાં. દિવસો લગી તે ઘરનો ઊંબર ઓળંગી ન શકી. શૂન્યમનસ્ક બની બિમારીનું બહાનું ધરી તે ચાર દીવાલોમાં ગોંધાઇ રહી; ચિત્તને વાચન ને ચિંતનના જળાશયમાં ડુબાવી શાંત કર્યું. હરકાંત વિશેના હરએક વિચાર, વૃત્તિ, લાગણીને તેણે પરાણે ડાંભી દીધાં. પરિણામે જડતા, અને રુક્ષતાનો તેને અનુભવ થયો. ચહેરામોરાની ભાવરેખાઓ પારખનાર આ ફેરફાર કળ્યા વિના ન રહે, પણ આના કાર્યકારણમાં મૂળે કયો ભરમ ડોકાતો હતો તેનો તાગ ભલભલા માનસશાસ્ત્રીને મળ્યો નહિ.

આ વાંસજાળ પાણીતાગનો પાણીકળો અરે ખુદ સ્રષ્ટા જ હતો હરકાન્ત. પણ ખરાબે ચડેલા તેના જીવનમછવાએ જબ્બર ગોથું ખાતાં તેણે અંધારામાં દોટ દીધી. ગદ્ધાપચીસીના જોશે ધૂની છતાં પરિપકવ એવો એક ચોક્કસ વળાંક લઇ તેણે ક્રાંતિકારીનો માર્ગ લીધો. ભાંગફોડ અને મારફાડના વિફરેલા નેડાએ તેના જીવનના મહામૂલા સ્નેહને વિકસતો અળસાવ્યો. છતાંય હરકાંતે શરૂઆતમાં તો ઇલાને સનાવીલલચાવી જોવા થોડાં વલખાં માર્યાં; પોતે થોડુંક સમાધાન કરવા હાથ લંબાવેલો, પણ ઇલા પોતાનાં અદલ સંતવ્યોના રાજમાર્ગેથી રતીભાર પણ ડગી નહિ. આથી હરકાંતનું ઊર્મિલ ચિત્તતંત્ર આખું ધરાશાયી થયું. તેના મનની સુંવાળપને વિદ્યુતથડકા લાગ્યા. છેવટે સ્ત્રીજાતિ ઉપરના એક સરિયામ અભાવનો એક લાંબો લસરકો તેના હૈયાની આળી ચામડીને ઉઝરડા પાડતો ગયો. હરકાંતે ઇલાને વાળવા જે શ્રમ લીધેલો તેટલા શ્રમે તો કદાચ તે આઝાદીનાં કેટલાંક સોપાન વટાવી ગયો હોત; પરંતુ પ્રત્યેક

પ્રયત્ને પ્રેમવૃક્ષનાં મૂળ ઉપર કુઠારાઘાત પડતાં અંતે હરકાંતના હાથ હેઠે પડયા.

ત્યાર બાદ હરકાંત જ્યારે ઇલાને દેખતો ત્યારે તેના દિલના પડેલા વળમાંથી આવેશના છાંટા જ નિચોવાઇ પડતા, અને પછી તો ઝનૂનની રૌદ્ર લાગણીના ગાંડાતૂર પૂરની થપાટો તે વીંઝતો ! તેના વિવશ થતાં મનને અકળામણનો ઓથાર ભડકાવતો હતો. અને પછી તે ભાન ભૂલતો—જાણે મદિરા પીધેલ મદોન્મત્ત હાથી ! પહેલાં તો તેને પોતાના આવેશનું કારણ સમજાયું નહિ. પણ ધીમે ધીમે તેને કારણ સૂઝયું. પરંતુ ત્યારે તે વારણ યોજી શકયો નહિ. જો કે તેણે પોતાનો માર્ગ તારવ્યો ખરો. ઈલાની આડેય ઊતરવાનું તેણે સાવ ટાળ્યું. તેના છબિકાગળોની રાખ કરી; પણ ભીતરી ચિત્તવૃત્તિનાં પડ સંકેલવાં કઠણ હતાં. જે ધૂની સ્વભાવે તેને ઈલાનો આદર્શ માર્ગ લેતાં રોકયો એણે છેહ દીધો; ધૂન તેના દિલમાં કાયમ ઘર કરી ગઈ, ને વિધિના લેખની મેખે તેને ધીરેથી અવળી કેડીની પરકમ્માએ હેળવી દીધો કૃતન દેવાળિયો બની તેણે બાપદાદાના ધંધાધાપાની હોળી કરી, ભાવનાઓની કચુંબર કરી, એળે જતા ખાનદાનીના સંસ્કારવારસાને તે જતન કરી જાળવી શકયો નહિ અને પૂર્વજોની પ્રતિષ્ઠાનો ફજેતફાળકો કર્યો. આમ તે 'હરકાંત'માંથી 'હીરીઓ' બની ગયો. જગતનો શાણો રાહ ઉવેખી સંગદોષે તેમે લોંટકાઇમાં લપેટી દીધો.

હવે તો આસપાસના પ્રદેશમાં વેળાકવેળા લોંટઝોંટના બનાવો બનવા તે નવું ન રહ્યું. થોંટ મારીને ઘરેણાં ઉતારી લેવાં; દમ ભિડાવીને માલમત્તા ઉચકાવી જવી, ધોળે દિવસે ધાડ પાડવી, ટપાલ કે આગગાડી લૂંટવી તેને મન રમત વાત થઈ રહી. તેને શાગિર્દોય મળી આવ્યા—કાળીકાકરડા ને વાઘરીની જમાતના. થોડા વખતમાં તેનો ચહેરો, વાન, વેપ, બોલચા, પલટાઇ ગયાં. આંખો લાલઘૂમ છાકટા જેવી, મારકણી

ને ધાતકી. અને મૂછે આંકડો ન ચડાવ્યો હોય તો તે હીરીઓ જ નહિ. આવે વેષે રાતવરતનો અંતરિયાળ તેનો ભેટભેટો થઇ જાય તો કાચાપોચાની તો છાતી જ બેસી જાય !

એકંદરે થોડા સમયમાં તેણે ચારપાંચ વાર જેલજાત્રા કરી લીધી, પણ લોહીનો સ્વભાવ એકનો બે થતો ન હતો.

તેના અંગમાં જ્યારે ખુન્નસ ઊભરાતું ત્યારે તેની તાકાતના ઉછાળા સમાતા નહિ. આંકેલ ખૂંટની જેમ તે બથ્થંબથ્થા આવતો અને એક ઝપાટામાં તો બેચારને ધૂળ ચાટતા કરતો, કોઇના હાથપગ મરડી નાખતો તો કોઇને લોહીલુહાણ કરતો.

આવી તેની હાક વાગતી તે સામે કોઇની દેન ન હતી કે કોઇ ચૂંચાં કરી શકે. સાડા છ ફીટની કાયા ચાલતી, ત્યારે ધરા ડોલાવતી. પણ ગામના ગૌરવરૂપ બનવાને બદલે તે રૌરવરૂપ–શરમરૂપ–નીવડયો હતો. વિમાર્ગે ધસી જતા આ જળપ્રવાહને સવળે માર્ગે વાળી લેવાય તો ગામનું નાક રાખે તેવો તે બને. પણ મગદૂર કોની કે એ ખૂંટને ખીલે બાંધે ?

આ વખતની જેલજાત્રા તેને છેલ્લી થઇ. હાથનાં કર્યાં હૈયે વાગતાં લોકોએ નિરાંતનો શ્વાસ લીધો: "એ જ લાગનો હતો હરામી ! કાંઇ ઉપાડો લીધો હતો !" તેની ઉપર ખૂનનો આરોપ મૂકાયો. તેના કૂડીબંધ સાથીદારો છટકી ગયા અને આ નામચીંધ અંતે ટીચાઇ ગયો.

પણ જેલમાંય તેનો મરડ ઓછો ન હતો. કેદીઓને પજવતો, વોર્ડરોને પત ન કરતો, ચોકિયાતોને ગાંઠતો નહિ ને અધિકારીઓને મૂંઝવતો. પરંતુ છેવટે તો ચૌદમું રતન તેના ભારે થયેલા વાંસાની સારી પેઠે ખબર લઇ નાખતું.

કોણ જાણે કેમ, પણ જેલની બહાર તેનો પગ ટકતો નહિ.

જેલમાંથી છૂટે કે તરત વોર્ડર તેને નોતરું દઇ દેતા: "વે'લો આવજે, હીરીઆ."

બીજો કહેતો: "તને બીજે સોરવશે નહિ."

કંઇક વિનોદથી અને કંઇક ખીજથી હીરીઓ ગર્જીને કહેતો: "અરે, આ વેળા હાથ આવે ઇ આ મરદ નહિ. પોલીસ ભલેને વાંસે ભમ્યા કરે. એક વાર જોઇ લે ઇ ય આ ભાયડાનો ઝપાટો! અને કદાપિ આવું...તો તમારી જેલ દૂધે ધોઉં!"

આ છેલ્લી વારની જેલમાંથી મુક્ત થઇને આવતાં હીરીઆને મેં ઓચિંતો અમારા ગામમાં જોયો. અમારે એઉને આંખની છતાં ઓળખાણ ઠીક હતી, એમ કહેવાય. નાનપણમાં પડોશમાં સાથે રમેલા એ જૂનવટનો સંબંધ ખરો. મેં પૂછ્યું: "તું ક્યાંથી આમ, હીરીઆ? ભાગ્યો કે શું?"

"વિનુભાઇ, કાલે સાંજે જ અહીં આવ્યો. ટીપ માફ થઇ. ઇશ્વરની કૃપાવાદળી વરસી ગઇ." એની બોલછામાં ને ભાષામાં મેં પહેલી જ વાર ચમક ભાળી.

"શું કીધું? ટીપ માફ થઇ? કે કંઈ જાદુમંતર કર્યું?"

"બધાય કેદીઓને છોડી દીધા. જેલ દૂધે ધોઇ."

"ત્યારે તો લોકોના જાનમાલની સલામતી ફરીથી જોખમાણી!"

"તમે ભલો દાઢો, વિનુભાઇ, પણ હવે રાજની ચડતી કળા છે. રાજાને સાગરપેટાળા અમથા કીધા હશે?" એની વાણીમાં કવિત્વનો રણકો પરખાયો.

"કુંવરની જન્મખુશાલીમાં, ખરું? પણ હીરીઆ, તારો એક પગ જેલમાં જ હોય! બહારની હવા તને સદતી નથી લાગતી!"

આ વખતે તેનામાં સમગ્ર ફેરફારો ઝીણવટથી મેં જોયા; આંખમાં, મોં ઉપર અને હલનચલનમાં કોઇ અજબ પલટો દેખાયો,

જાણે પાંચ વરસ પૂર્વેનો હીરીઓ જ નહિ. સજ્જનતા અને સૌમ્યતા તેની રગેરગે છતી થતી હતી. મારા પ્રશ્નના ઉત્તરાર્ધનો તેણે જવાબ આપ્યો:

"હવે દવા લાગુ પડી ગઈ છે."

"પણ તને શેનું પાણી લાગ્યું ? શરીર સાવ નંખાઈ ગયું છે."

"ઈ સમજફેર અને જોયાફેર છે. કાયાનું પિંજર તો પહેલાંનું જ છે."

"પરંતુ અંદરના પોપટે રંગબદલો કર્યો લાગે છે."

"સંભવ છે. કહો, શો ફેર લાગે છે ?"

"જોને, પહેલાંની તારી ઓલાદ, મૂછોનો વળ, આંખોના કાતર તથા લાલાશઃ એ બધું ઊડી ગયું છે. નક્કી કોઈ ભૂતપલીતે ભૂરકી નાખી."

"હા, મનેય એમ લાગે છે કે કોઈક ભૂત પિંડમાંથી ભૂંશેટીને ભાગી ગયું."

"એણે જ પહેલાંનું હીર ચૂસી લીધું હશે."

"હીર તો નથી ચૂસ્યું, પણ નવો જન્મ દીધો એમ કહો."

"વાહ ! પણ કોઈ મૂઠ કે ચોટ વગર આમ ન બને."

"મૂઠ તો ખરી જ, વિનુભાઈ; મારા દિલ ઉપર મૂઠ પડી અને પછી અંદરનું ભૂત મુઠ્ઠિયું વાળીને ભાગ્યું."

"ઈ તો બધી વાત માંડીને કહે ત્યારે ખબર પડેને !"

"ખમો જરા; આટલું ઓરસું મારી માને આપી આવું." એમ કહી તે ગયો. આજે વરસો પછી પોતાની ઘરડી માની સંભાળ લેવાની તેને સૂઝ પડી. આ મણિધરને નાથનાર કોણ ભડ હશે ? અડંગ ઉડાવગીરને સન્માર્ગે વાળનાર કોઈ સ્ત્રી હશે ? જેલમાં

સ્ત્રીકેદી ન હતી: અને હોય તો પણ તેનો મેળાપ અશક્ય જ. અને જેલમાં નરમાશ કે નમ્રતાની ઝાંખી ક્યાંથી થાય? ત્યાં તો ગાળો, ધમકી, સખ્તાઇ, ફટકાબાજી, મજૂરી ને ભયાનકતા સિવાય બીજું ન સંભવે. ઊલટું, જેલમાંથી છૂટીને આવતાં વેંત તે વધુ પાશવ બનતો. એને બદલે આ પશુને માનવ બનાવનાર કોણ હશે? જેલજીવન મનુષ્યને આંતરમુખ કરે છે. ધીર, સહનશીલ, અને વિચારવંત બનાવે છે, એ હકીકત નકારી ન શકાય. કદાચ રાજ્યની ઉદારવૃત્તિથી આ હૃદયપલટો થયો હોય! એક તો એ મહા ભરાડી અને એમાં જન્મટીપ! એમાંથી શે બચાય? છતાં છૂટયો હતો એમાં એના નશીબે જરૂર યારી આપી હતી. અગાઉ મારી સાથે ય આટલી નરમાશથી તેણે વાત કરી ન હતી. મને તો ચોક્કસ આમાં કંઇ પરચાનો આભાસ થયો.

એટલામાં તેના જૂના દોસ્તો વચ્ચે વિંટાયેલો હીરીઓ પાછો આવી પહોંચ્યો, ત્યારે તેની ઉપર પ્રશ્નોની ઉપરાઉપરી ધાણી ફૂટી:

"વે'લો આવ્યો, હીરીઆ! કેટલા વરસે છૂટયો?"

"એલા, આ કેટલામી વારની જાત્રા હતી?"

"હવે કયે દી પાછા ગણેશ માંડવા છે? કે પછી ગણેશિયો જ દાટી દેવો છે?"

"અલ્યા, સારું માને તો કંઇ બાધાઆખડી લે હવે. નહિ તો ઇ જેલ તારો જીવ લેશે. જોને રૂની પૂણી રોખો થઇ ગયો છો.?"

"એેટો હવે સખણો! એનાં લખણ હજીયે ઝળકાવ્યા વિના રહે, તો મારું નામ ફેરવી નાખજો." રસ્તે જતા એક વૃધ્ધે કરડાકી વાપરી: "કૂતરાની પૂંછડી ભોંમાં દાટો, તોય વાંકી ને વાંકી!"

બીજા મિત્રોને જવાબ આપવાને બદલે હીરીઆએ વૃદ્ધને કહ્યું: "અદા, ઇ રાઇનાં પડ રાતે ગયાં. હવે તો નવો સૂરજ ને

નવો દી અને હવે પગ ચૂકું તો કાન ઝાલીને તમાચો મારજો."

"જોશું." ખુઝર્ગના ગયા પછી એની કથની કહેવા મેં તેને ઇશારો કર્યો. તેણે ધીરે ધીરે લંબાવીને વાતની રજૂઆત કરી. તેનો સારભાગ તેના મુખમાં મૂકયા વગરનો આ પ્રમાણે હતોઃ

હીરીઓ જેલમાં ગયો તે પછી ત્રણેક વરસનો સમય છે. જેલમાં કંઠોપકંઠ એક વાત હવામાં લહેરિયાં લેતી તેણે સાંભળી. એ વાતનો દોર ઝાલવા તે મથ્યો, પણ વ્યર્થ. અન્ય કેદીમિત્રોને વીનવ્યા. પણ કોઇ હાથ મૂકવા ન દે. હીરીઆએ એક સમભાવી જમાદારને હાથમાં લીધા.

"કાળુમિયાં, ન કહો તો તમને કસમ છે. કઇ વાતોના ગોળા ગબડે છે ?" કાળુમિયાંની ભમર સંકોડાઇઃ

"તારે ઈ જાણીને શું ફાયદો ?"

"સૌ જાણે ને કાન કરડે, ત્યારે મેં શો ગુનો કર્યો ? મારાથી ડરતા હશે, પણ મારામાં ઇતબાર મૂકજો, કોઈ દી ચાડી ખાધી છે ?"

કાળુમિયાંએ થોડી વારે કહ્યું, "સાંભળ, જેલમાં તો એવું બને. પણ હુંય પૂરું જાણતો નથી. કંઇક ખાનગી છે. ઉપરીની સખ્ત મનાઇ છે."

"ભલા, તમે જેટલું જાણો એટલું તો કહો."

જમાદારે હીરીઆ ઉપર ચાનકી વર્તન અત્યાર સુધી ચલાવ્યું હતું, પણ હવે તેને તેની ઉપર હમદર્દી ઉપજી; તેના કાન પાસે મોં લઇ જઇ કહ્યું: "એક મોટા રાજકેદીને જેલમાં આણ્યા છે ને અંધારી બેરેકમાં રાખ્યો છે. સિમેન્ટ ભેળવેલા રોટલા ખાવા મોકલે છે."

"અરે ! બચાડો છ મહિનામાં તો ખલાસ થઇ જશે ! પણ એનો શો ગુનો ?"

"ઊડતી વાત આવી છે કે એણે સરકાર સામેના કાવતરામાં ભાગ લીધો છે, એટલે સરકારી હુકમસર કોઇને મળવા દેતા નથી."

હીરીઆને આ નવા કેદી તરફ કૌતુક જાગ્યું. પણ એનું મોં કેમ જોવાય ? રાતદી તેના હૈયામાં લાગણીની એક ખરલ ઘૂંટાતી હતી. કાળુમિયાં તેને રોજ અવનવા ફણગા જણાવતા. એકવાર કહે: "ગુનાનો ઇકરાર કરાવવા તેની ઉપર સિતમ ગુજારાય છે. હરવાફરવાની ને લખવા વાંચવાની તેને બંધી છે."

બીજી વાર તે કહે: "ખાવાની થાળી એમ ને એમ રસોડે પાછી આવે છે. કેદી ઉપવાસ ઉપર છે." વળી ત્રીજી વાર કહે: "રાતે ભૂત આવે છે એવી અફવાથી રાતના પાછલા ભાગમાં પહેરા બંધ કરવાનો હુકમ થયો છે."

હીરીઓ બોલી ઊઠ્યો, "જમાદાર, મને ભૂત જોવા દો. આપણે સાથે રહીને જોશું." કાળુમિયાંને રોનક જોવાની લગની તો હતી, પણ કોઈ ચોકીદારની સાથે રહી તે જુવે તો વાત જાહેર થઈ જાય ને એકલા છાતી ન ચાલે. એમાં હીરીઆના પ્રસ્તાવને તેણે વધાવી લીધો.

ભૂતના ભયથી ધ્રૂજનારા બીજા કેદીઓ ને ચોકીદારો તો બેવડી સોડય તાણી સમી સાંજના સૂઈ જતા. બરાબર ભાંગતી રાતે આ બનાવ બનતો. હીરીઓ અને જમાદાર તો સંતાઇને જાગ્યા ને ચારને શુમારે એમણે પડછાયો દૂરથી હાલતો દીઠો. આકૃતિ ઝાંખી, ધુમ્મસ સમી હતી. સર્વત્ર સોપો પડેલો હતો. મૌનની ભયાનકતા કાળજું વીંધે તેવી હતી.

પેલી આકૃતિ ધીમેથી પણ સીધી સડેડાટ અંદર ચાલી આવી. જમાદારે કહ્યું, "જો, ભૂત જ છે ને ?"

હીરીઓ બબડ્યો, "ના, ભેદ લાગે છે. જુઓ, ક્યાં જાય છે ?"

"ના રે, જવા દે જહાન્નમમાં. આપણે શી પંચાત ? ચાલ પાછા જઇએ. તું ક્યાંક કાળજું ખોઈ બેસીશ."

"મારું કાળજું તો માણેકચોકમાં છે. ઈમાનથી કહું છું કંઈક ભેદ છે." જમાદાર પીગળ્યો અને બંને જણા આસ્તેથી પાછળ ગયા.

પેલી આકૃતિ પાછું જોયા વગર ચૂપચાપ એક અંધારી કોટડી પાસે ઊભી રહી. પાસે જતાં એ અસ્પષ્ટ આકાર સાકાર થતો ગયો. અરે, તે તો ખુદ એક સ્ત્રી જ હતી ! અને તે પણ નવજુવાન ! જમાદારે નાકે આંગળી મૂકી એક ખૂણામાં ઊભા રહેવા સૂચવ્યું. ત્યાંથી કોટડી દેખાતી હતી. એ કોટડીમાં પેલો રાજકેદી સામે જ જાગતો મોજૂદ હતો. પણ તે અકાળે વૃદ્ધ થઇ ગયો હતો. તેનું મોં વાશી રોટલા જેવું ચમરકાઇ ગયું હતું. મોં ઉપર અપાર વેદનાએ ગાર કરી હતી. મૂંઝારાની પીડાએ તેને રીઢો કર્યો હતો. સિતમની આગના ઘૂંટડા તે હજમ કરતો હતો. વદન ઉપર દમનના લબકારા ડોક લેતા હતા. માથાના વાળ જીંથરા જેવા હતા. ધૂળમાં રગદોળાયેલાં કપડાં ચીંથરા જ જોઇ લો. ઉભડક પગે તે વિવશ ગોઠણભર ઊભો હતો. એ જ વખતે પેલી સ્ત્રી તેની સામે ઊભી હતી. તે કોઇ ભૂત ન હતું: યૌવનપાંગરતી મુગ્ધા જ હતી. તેની ચાલમાં યુવાનીની છટા ફોરતી હતી. બરાબર તે પેલા કેદીની સન્મુખ ઊભી રહી. સ્ત્રીના દેહમાં ગભરાટનો પ્રકંપ છતો થઈ જતો હતો. જો કે વિષાદ પાછળ આશાની ટશરો હતી જ, છતાં એમના મિલનમાં હરણફડકો હતો. બંને એક બીજાના અબોલ ચહેરાના અરીસામાં તાકી રહ્યાં. અશબ્દ હૈયાંમાંથી વાણીવિનિમય ચાલતો હતો. જીભે નહિ આંખવડે અંતરના ખબરઅંતર પુછતા હતા. જરૂર બંને નિકટનાં સગાં જ હોવાં જોઇએ.

પ્રેમના આકર્ષણે આ યુવતી આટલું જોખમ ખેડતી હતી. એ પ્રેમ શુદ્ધ, ઉચ્ચ ને સાચો હતો. કદાચ એ મળવા ન આવત તો પેલા કેદીનું જીવન રૂંધાઇ જાત. યુવતીની ચતુરાઇ, હિંમત ને લાગણીથી તો પુરુષનો પ્રાણ દેહમાં ટકી રહ્યો હતો. દેહના નહિ

પણ દિલના ઉમળકથી ઉભય સુખશાંતિ અનુભવી રહ્યાં હતાં. એ સિવાય અન્યમાર્ગ ન હતો, કારણ કે એમના સ્થૂળ દેહ વચ્ચે તો નક્કર અંતરપટ હતો-દીવાલનો નહિ, પણ લોખંડની વજ્રવળીનો. બંનેની પ્રેમભરી ઉષ્માની આહથી તો પોલાદ પણ પીગળી જાય, પરંતુ નથી ઓગળતું સત્તામાં ચકચૂર થયેલું શાસનમસ્ત શાહી દિમાગ !

એ પુરુષને હાથેપગે બેડી હતી. અંધારી ઓરડીમાં સબડતા એ વીરને જીવન આપતી યુવતીની કરુણાધારા હૈયેથી વહી વજ્રસોંસરવી વજ્રને નાકામયાબ બનાવી પુરુષને હૈયે સમાઇ જતી હતી. પુરુષ મૂંગો મૂંગો લોખંડી સળિયાની પાછળ જ યુવતીના ફૂલકોમળ કરકમળને આંસુછલકતી આંખે ચૂમી રહ્યો હતો—એક શિશુની માફક. યુવતીના હાથેથી, અંગેઅંગમાંથી જાણે દિવ્ય સુધારસ ઝરતો. તેમાંથી જીવનઅમૃત મેળવતા પુરુષને તૃપ્ત શાતા વળતી. તેની આંખે અનુકંપાની ઉપકૃતિ છલકાઇ જતી. તે મૌન આશિષ દેતો. પણ ક્ષુધાર્તને અન્ન સાંપડે એમ તે પુરુષ પેલા કોમળ કરમાંથી સ્રવતા સુધાબિંદુને લીધે અસહ્ય સંકટ ફૂલની જેમ સહી લેતો હતો. કેર વર્તાવતા કારાગૃહમાં આ મિલન એક રણદ્વિપ સમું હતું.

બસ, પાંચેક ક્ષણનો આ ચમત્કાર હતો. તરત તે યુવતી પાછી વળી. જમાદારના વારવા છતાં હીરીઓ હિંમતથી આગળ ગયો ને માર્ગ રોકી તે યુવતીને તેણે કહ્યું: "કોણ છો તમે ? શા માટે આ કવખતે અહીં આવો છો ?"

એટલું પૂછવામાં તો યુવતીની ને હીરીઆની 'મળી દષ્ટોદષ્ટ !' બંને અરસપરસ ઓળખી ગયાં. યુવતી તે ઇલા હતી. હીરીઆના હૈયામાંથી એક તીણી ચીસ નીકળી ગઈ. શ્વાસધમણ ઊપડી, પાછા વળી દોડી જવાની તીવ્ર ઇચ્છા થઇ આવી, પણ અણધારી કૂણપ તેને હૃદયે વસી. દુઃખ ને ક્ષોભના મિશ્ર સ્વરે ઇલા બોલી: "હરકાંત,

ચૂપ રહો. મારા પિતા પેલી ખોલીમાં છે. એમને આજ પચીસ દિવસના ઉપવાસ થયા છે. એક માસ પછી સજામાં ઘટાડો થશે, પણ હજી પાંચ દિવસ બાકી છે. આટલા દિવસ લગી તેમનો દેહ ટકશે કે કેમ, એ શંકા છે.”

“પ...ણ...! તું કેમ આવે છે ?”

“તેને જિવાડવા......”

“શી રીતે ?”

“એની વાત પછી.”

“કાલથી તું આવીશ નહિ. હું વ્યવસ્થા કરીશ”

“પણ તે અન્ન-જળ લેતા નથી”

“કાલે રાત્રે જેલના વડા અહીં તપાસ કરવા આવવાના છે.”

“ઓહ ! ભગવાન !-ઉપકાર થયો કે તમે ચેતવી” ઇલા અનિમેષ નયને જોઇ રહી હતી. તેની આંખમાં આંસુ સમાતાં ન હતાં. એટલા જ ગળગળા સાદે ને ભીના આર્તહૃદયે હરકાંત તેને નીરખી રહ્યો હતો. ઇલાની આંખમાં કૃતજ્ઞતા હતી. તેણે ધીમેથી કહ્યું, “હરકાંત, સાવધાન ! કોલ આપો કે ફરીથી તમે બદલશો નહિ”

હરકાંતની આંખમાં, વાણીમાં પશ્ચાત્તાપ સળગતો હતો.

આવી એવી બિલ્લીપગે અંધારપછેડો ઓઢી ઇલા ચાલી ગઇ.

આ વાતને અઠવાડિયું થયું ત્યાં તો હરકાંત અને પેલો રાજકેદી બંને જેલમાંથી બિનશરતે છૂટયા.

વાત પૂરી થયા કેડે એક જણે ટકોર કરી: “ત્યારે તો હવે તું અમારો નાતો તજી પેલીનો જ નાતો સાચવીશ, કેમ ?”

અને હરકાંત ધીમું હસી રહ્યો.

# જુવાનીની આંખ

નમતી સંધ્યાના કેસરવર્ણા ઝળકડામાં એક અશ્વરથ મંદ ગતિએ પણ એકલતાથી ચાલ્યો જતો હતો. રસ્તો પાકો બાંધેલો અને સીમેંટનો હતો—જાણે અનંતનો યાત્રી હોય એવી ખુમારીથી તે દૂર દૂર રેલાઈ જતો હતો; અને નદીનાળું આવતાં તે વંકાઈને સુંદર ઉછળતા જળપ્રવાહની તરંગ શોભાને કોકાઈડોકાઈ પ્રેમભરી અરધી મીંચેલી આંખે પુલ ઉપરથી ઘડીક નીરખતો, તો ઘડીક નીચો નમી સરિતાના હૈયાખબર પૂછતો રેતાળ પાલવમાં સમાઈ જઈ તેની સ્નેહસ્નિગ્ધ મુગ્ધતાના આળવીંતરા કરતો જાણે કશુંજ ન બનવા પામ્યું હોય તેમ ટાઢે કલેજે આગળ વધી ખેતરો ખૂંદતો વિશાળ ધરતીમાં ગેબ થઈ જતો હતો.

કુદરત અને કલા અહીં સૌંદર્યના તેજકણો વેરી જીવનને તરવરતું અને મસ્ત કરી વિવિધ કલ્પનારંગી ભાવતરંગને સેલારે ચડાવતી હતી. પ્રકૃતિ અત્યારે જોબનથાળ લઈ વસંતને વધામણે આવી હતી. ચોમેર ઉલ્લાસ, થનગનાટ અને ઊર્મિના ઉછળાટ મયૂર–નૃત્ય કરતા હતા. પ્રકૃતિમાં વિકૃતિ આવતી નથી. એ વિકૃતિ પ્રેરતી પણ નથી એ તો કુદરતી લાગણીઓના સોહામણ જીવન-દરિયામાં ઉપસાવે છે. પણ મન મેલું હોય તો પ્રકૃતિની છબિ એમાં સાફ પડતી નથી.

અશ્વરથ નદીમાં સરતા રસ્તા સાથે નદીના સામા કાંઠાનો ઢાળ ચડ્યો અને નવજુવાન ગાડીવાને ઘોડાને ચાબૂકનો આછો લસરકો લગાવ્યો. તેઓને ટચકાર બસ થઈ પડે. આથી ઘરખીલો સૂંઘવાની પશુઓની આદતને લીધે તેના ઘરઢાળા જતા પગમાં વેગ પૂરાયો. યુવાન આસપાસનાં દૃશ્યો નિહાળવામાં તલ્લીન બન્યો.

ચૂપ રહો. મારા પિતા પેલી ખોલીમાં છે. એમને આજ પચીસ દિવસના ઉપવાસ થયા છે. એક માસ પછી સજામાં ઘટાડો થશે, પણ હજી પાંચ દિવસ બાકી છે. આટલા દિવસ લગી તેમનો દેહ ટકશે કે કેમ, એ શંકા છે.”

“પ...ણ...! તું કેમ આવે છે ?”

“તેને જિવાડવા......”

“શી રીતે ?”

“એની વાત પછી.”

“કાલથી તું આવીશ નહિ. હું વ્યવસ્થા કરીશ ”

“પણ તે અન્ન-જળ લેતા નથી ”

“કાલે રાત્રે જેલના વડા અહીં તપાસ કરવા આવવાના છે.”

“ઓહ ! ભગવાન ! ઉપકાર થયો કે તમે ચેતવી ” ઇલા અનિમેષ નયને જોઇ રહી હતી. તેની આંખમાં આંસુ સમાતાં ન હતાં. એટલા જ ગળગળા સાદે ને ભીના આર્તહૃદયે હરકાંત તેને નીરખી રહ્યો હતો. ઇલાની આંખમાં કૃતજ્ઞતા હતી. તેણે ધીમેથી કહ્યું, “હરકાંત, સાવધાન ! કોલ આપો કે ફરીથી તમે બદલશો નહિ.”

હરકાંતની આંખમાં, વાણીમાં પશ્ચાત્તાપ સળગતો હતો.

આવી એવી બિલ્લીપગે અંધારપછેડો ઓઢી ઇલા ચાલી ગઇ.

આ વાતને અઠવાડિયું થયું ત્યાં તો હરકાંત અને પેલો રાજકેદી બંને જેલમાંથી બિનશરતે છૂટયા.

વાત પૂરી થયા કેડે એક જણે ટકોર કરીઃ “ત્યારે તો હવે તું અમારો નાતો તજી પેલીનો જ નાતો સાચવીશ, કેમ ?”

અને હરકાંત ધીમું હસી રહ્યો.

# જુવાનીની આંખ

નમતી સંધ્યાના કેસરવર્ણા ભળકડામાં એક અશ્વરથ મંદ ગતિએ પણ એકલતાથી ચાલ્યો જતો હતો. રસ્તો પાકો બાંધેલો અને સીધોસટ હતો-જાણે અનંતનો યાત્રી હોય એવી ખુમારીથી તે દૂર દૂર રેલાઈ જતો હતો; અને નદીનાળું આવતાં તે વંકાઈને સુંદર ઉછળતા જળપ્રવાહની તરંગ શોભાને ડોકાઈડોકાઈ ચેનભરી અરધી મીંચેલી આંખે પૂલ ઉપરથી ઘડીક નીરખતો, તો ઘડીક નીચો નમી સરિતાના હૈયાખબર પૂછતો રેતાળ પાલવમાં સમાઈ જઈ તેની સ્નેહસ્નિગ્ધ મુગ્ધતાના આળવીંતરા કરતો જાણે કશુંજ ન બનવા પામ્યું હોય તેમ ઠંડે કલેજે આગળ વધી ખેતરો ખૂંદતો વિશાળ ધરતીમાં ગેબ થઈ જતો હતો.

કુદરત અને કલા અહીં સૌંદર્યના તેજકણો વેરી જીવનને તરવરતું અને મસ્ત કરી વિવિધ કલ્પનારંગી ભાવતરંગને સેલારે ચડાવતી હતી. પ્રકૃતિ અત્યારે જોબનથાળ લઈ વસંતને વધામણે આવી હતી. ચોમેર ઉલ્લાસ, થનગનાટ અને ઊર્મિના ઉછાળાટ મયૂર-નૃત્ય કરતા હતા. પ્રકૃતિમાં વિકૃતિ આવતી નથી. એ વિકૃતિ પ્રેરતી પણ નથી. એ તો કુદરતી લાગણીઓના લોઢ જ જીવન-દરિયામાં ઉમટાવે છે. પણ મન મેલું હોય તો પ્રકૃતિની છબિ એમાં સાફ પડતી નથી.

અશ્વરથ નદીમાં સરતા રસ્તા સાથે નદીના સામા કાંઠાનો ઢાળ ચડ્યો અને નવજુવાન ગાડીવાને ઘોડાને ચાબૂકનો આછો લસરકો લગાવ્યો. તેઓને ટકોર બસ થઈ પડે. આથી ઘરખીલો સૂંઘવાની પશુઓની આદતને લીધે તેના ઘરઢાળા જતા પગમાં વેગ પુરાયો. યુવાન આસપાસનાં દૃશ્યો નિહાળવામાં તલ્લીન બન્યો.

નદીના ભાઠા પરથી શાંતિદૂતો સમા બે બગલાંઓ 'ક્રાઉં'......
...ક્રાઉં...' કરતાં ડોક લંબાવતાં એક પછી એક ઊડી ગયાં. વૃક્ષો ઉપર ઊડી ઊડીને પક્ષીયુગલો કલરવનું સંધ્યસંગીત જમાવતાં માળામાં આરામ પામવા તૈયારી કરી રહ્યાં હતાં. રસ્તાની એકકોર વિહ્વળ જણાતા કોઇકને શોધતા અને જમીન સૂંઘતા એક શ્વાનને ગાડીવાને આશ્ચર્યભરી નજરે જોયો. ગાડીની દિશામાં જ શ્વાન જતો હતો. પણ ગાડી ઝડપથી આવતાં તે ખંચકાઈ ધીમો પડી ગયો. ગાડીવાનને જિજ્ઞાસા થઇ. તેનું ચિત્ત વિચારચક્રાવે ચડયું.

આ ગાડીવાનનું નામ મધુકર હતું. તે પાસેના ગામમાં રહેતો હતો. તેના મનમાં વિચારનું વલોણું ધમકારા કરવા લાગ્યું: તેનો ભાઈ ઘોડીએ ચડી સવારનો ઉગમણી દિશાને ગામોટે નીકળી ગયો છે, તે અત્યારે ઘેર આવી પહોંચ્યો હશે તેનું નિશાન તો ખાલી નહિ ગયું હોય ને !મધુકરના વિવાહનો ત્રાગડો સાંધવાની તેની નેમ હતી.

બન્ને ભાઇઓ ઉપર શ્રીદેવીની મીઠી મહેર હતી. અને મધુકર ઉપર તો સરસ્વતીએ પણ અધુકડી આંખે ખૂણામાંથી જોયું હતું. પણ મધુકરના અદ્યતન સુધરેલા પ્રગતિવંત આદર્શો મુજબ રૂપ અને ગુણના સુમેળવાળી કન્યાના વેંતની વિચારાઈ રહેલી વાત હજી ફળી ન હતી. મધુકર કંઈ નહીં તો 'વીશી' વટાવી ગયો હતો. યુવાનીનાં કસુંબલ રંગનાં ધાબાં, સંધ્યાનાં છાંટણાંમાં તેના ભીનાં-ગોરા વાન ઉપર કેસૂડાંનાં ફૂલ વેડી રહ્યાં હતાં.

આગળ જતાં મધુકરે પડખેના ખેતરને શેઢે ઊભેલી ખેડૂતસ્ત્રીને તેના પતિને ઉદ્દેશીને બોલતી સાંભળી : 'તમે કયેં આવશો ? કામ આડે તમને તો ઘરેય નઇ સાંભરે !' તે સ્ત્રીના આ પ્રશ્નના જવાબમાં ખેડૂતના શબ્દો મધુકરે સાંભળ્યા : 'તું તારે જાતી થા. હું અબઘડીમાં આવી પૂગ્યો સમજ. ભૂખ એન લાગી છે, હોં કે !'

મધુકરની નજરનું પંખી આકાશમાં અલોપ થયું. વૃદ્ધાના નયન જેવો આઠમનો ચંદ્ર ગગનને ગોખે ઊંડો ઊંડો પ્રકાશતો હતો. સંતાકૂકડીની રમત રમતાં તારકવૃંદો હવે 'હાઉક' કરી રજની-માતાને બિવરાવી દેવા માટે તલપાપડ થતાં હતાં. મધ્યાકાશે ઝળુંબેલા અને ધીમે ધીમે તેજની વધુ ને વધુ ટશરો છોડતાં ચંદ્રની ફાંગી કીકી સંધ્યાનો ઘૂંઘટપટ છેદી રહી હતી. એની તરફ જ કીકી નમી લળી ને તાકી રહી હતી. અને વળી સંધ્યાને થોડીવાર વધારે રોકાઈ જવા અને ઘૂંઘટપટ હટાવી મુખસૌંદર્યનું દર્શન દેવા તે વીનવી રહી હતી. પૂર્વ દિશામાં કાળાં વાદળાંની ભૂતાવળશી ઠઠ જામતી હતી, અને એથી એનું દશ્ય હેબત ખવરાવે એવું બિહામણું હતું; આ ભડકામણી વેરાશ મધુકરે એકવાર વાંસો ફેરવી કટાણે મોંએ જોઇ લીધી, અને સંધ્યાનાં ચામર ઢોળતાં ગુલાલછાંટણાંમાં ભીંજાતો તે આગળ વધ્યો, ત્યાં તો તેણે રસ્તા ઉપર મસ્તીભરી ડોકનો લહેકો કરી શતીને ભરશ્વાસે દોડી જતી જોઇ.

વળી વિચારઆંધીએ મધુકરના મનમાં ધમસાણ મચાવ્યું. તેના ચિત્તમાં નવાજૂનાં સ્મરણોની છાપ ઊઠી આવી; શહેરમાં નાટક જોતી વખતે નટીના ગીત અને અભિનય પાછળ પ્રેક્ષકવૃંદને ઘેલું થયેલું તેણે જોયું હતું. એક એક ગીત માટે છ છ વાર 'વન્સમોર'ની પરંપરા લંબાઇ હતી. નટીને બિચા-રીને પડદામાં જઇને પાછા આવવું પડયું હતું; ત્યારે તો પ્રથમ થોડું મલકાઈ જતી, પણ પછી તે મોઢું બગાડી ઘૃણા બતાવતી. શા માટે એ એમ કરતી તે મધુકરને સમજાતું નહિ.

આમ વિચારતાં વિચારતાં તેની નજર આગળનો સંધ્યાનો સાળુ સંકેલાઈ જતો દેખાયો. નફ્ફટ રીતે ટગર ટગર તાકી રહેલો ચંદ્ર ભોંઠપ અનુભવી રહ્યો. અને શુક્ર તારક છાનું હાસ્ય કરી રહ્યો. રાત્રિએ ચંદ્રની નિર્લજ્જતા તથા વાસનાવૃત્તિ કળી જઈ ચંદ્રને

મીઠો મર્મભર્યો ઠપકો આપ્યો.

વિચારમાળા અટકી કે તરત જ મધુકરની નજર રસ્તામાં એક સ્થળે પોગે ખાવા બેઠેલી એક વૃદ્ધા ઉપર ગઈ; વૃદ્ધાએ દૂરથી જ સાદ કર્યો, 'ભાઇ, મને પાદર સુધી બેસવા દો ને.'

વૃદ્ધાનું દયામણું મોં મધુકરના દિલની શિલા ઉપર કોતરાઇ ગયું, પણ તેણે ગણકાર્યા વગર દૃષ્ટિ ચોરી લઇ ઘોડાને ચાબૂકનો સપાટો લગાવી દીધો. ભીના કાગળમાં પાડેલો અક્ષર રેળાઇ જાય તેમ વૃદ્ધાનો સાદ અરણ્યરુદન સમો વાતાવરણની નિર્જનતામાં રેળાઇ ગયો.

મધુકરને કંઇક યાદ તાજી થઈ; આ વૃદ્ધા તો એક વખત પોતાના ઘરની કામ કરવાવાળી જૂની બાઇ હતી. થોડા જ વખતમાં તે આટલી વૃદ્ધ થઈ ગઇ? એ તેને ન સમજાયું

તેને વધુ વિચાર કર્યા કરવો ન રુચ્યો. તેનું ચિત્ત એક જ ખટકાનો થડકારો ઝીલી રહ્યું હતું. તેનો ભાઈ શું સમાચાર લાવ્યો હશે? આ ઉત્સુકતાને લીધે બીજા બધા વિચારો તુચ્છ છે એમ તેણે મન મનાવ્યું.

હવે ગામના દીવા સ્પષ્ટ દેખાયા. અંધારું ઘેરું થયું ન હતું તેથી ચંદ્રકિરણોની તેજધારા કંઇક નિષ્ફળ જતી હતી. એ અંધારામાં થોડે દૂર કોઇક આકાર તેણે જતો જોયો. તે આકાર ચાલી જતી યુવતીનો તેને લાગ્યો મધુકરે આંખોની કમાન ખેંચી જોઇ. 'કોણ છે એ?' તેના મનમાં પ્રશ્ન ઊઠ્યો. યુવતીની સાડીનો પાલવ ઊડી ઊડી યુવતીના મુખારવિંદને સ્પર્શી જતો હતો. ઉચ્છૃંખલ અલક લટ નમી ઝૂમીને મુખનું અડપલું કરી સૌંદર્યપાન કરી જતી હતી. પણ તે છતાંયે પાલવ સંકોરી લેતી અને લટને કેશકલાપમાં નાખી દેતી હતી. તે કોણ હતી એની હવે મધુકરને પાસે આવતાં

જાણ થઇ. તે ત્યાંના ગામશેઠની પુત્રી કુસુમ જ હતી. મધુકરના મનમાં સહસા એક વિચાર ચમક્યો કે જરૂર રાત્રિના અંધકારને લીધે કુસુમ પોતાને સાદ પાડીને ગાડીમાં બેસવા ઇચ્છા દર્શાવશે. કોઇ મદભરી સુન્દરીની પાસે બેસવું, અને એ પણ એકલાં અને આવે સમયે, એ જિન્દગીનો અમૂલ્ય લ્હાવો છે, એમ મધુકરને મનમાં થયું. વળી કુસુમને ગાડીમાં બેસારી પોતે તેને ઉપકારવશ બનાવશે, એ બીજો લ્હાવો કેમ નહિ? જેમ કેટલાક નવ યુવાનોને નવયુવતીઓની સાથે ઓળખાણ કરવાની અને વાર્તાલાપથી દિલ બહેલાવવાની કલ્પના અને ઊર્મિ જગાવવાની અને જીવન ઉલ્લાસને પમરાવવાની તલપ હોય છે, તેમ મધુકરને પણ એવા મનોરથ ઘણીવાર થતા પરંતુ પ્રસંગો ન મળતાં મનોરથોને હૈયામાં જ ભરી દેવા પડતા હતા, તે આજે મોકો મળતાં જાગ્રત થયા. કુસુમ સાથે ઓળખાણ કરવાની એને મુરાદ તો હતી; તેઓ એક ગામના હતાં છતાં એકબીજાથી અણજાણ રહ્યાં હતાં, તેના ઘણાં કારણો હતાં. પણ હવે મૌન તૂટવા વારો આવ્યો હતો. અને વળી કુસુમ આ વર્ષે કોલેજમાં અભ્યાસ કરતી હતી, પણ રજાના દિવસોમાં જેમ પહેલાં આવતી તેમ આ વખતે પણ તે આવી હતી. પોતે પણ કોલેજનો એ એક વર્ષનો અભ્યાસ કરી આવ્યો હતો, એથી વાતો કરવાનો–શરૂ કરવાનો તથા લંબાવવાનો–અનાયાસે મળતો પ્રસંગ ન ગુમાવવો પડે એની મધુકરને કાળજી હતી. . . . . . . . . . .

ગાડી કુસુમની પાસેથી પસાર થઇ ત્યારે મધુકરે ચાલીને ધીમી પાડી. દૃષ્ટિનો વિદ્યુત ઝબકારો ઝાંખી ચાંદનીમાં ચળાઇ બંનેનાં નયનોને સાંધી ગયો. સામે ઉભેલા દુશ્મનને નિઃશસ્ત્ર ભાળી જેમ કોઇ વીર પુરુષ ખેંચેલી તલવાર મ્યાન કરે, તેવી અદાથી કુસુમે દૃષ્ટિને પાછી ખેંચી લીધી. મધુકરની ધારણા ધરાશાયી

'કાં ? અહીં ? અરે, એમ થાય ? હું ઘર લગી આવીશ '

'ના નાં; એટલી બધી તકલીફ ન લેશો. આ પાદર આવી ગયું, અહીંથી ઘર દૂર નથી.'

'એટલે શું ? તમને એમ અર્ધે માર્ગે ઉતારી દઉં એવો અવિવેકી હું નથી.'

પણ કુસુમની આગ્રહભરી આનાકાનીથી મધુકરને ન છૂટકે ગાડી અટકાવવી પડી. જ્યાં ગાડી ઊભી રહી ત્યાં આગળ જ થોડી ક્ષણો પહેલાં પસાર થઇ આગળ નીકળી ગયેલું ગાડું ઊભું હતું. એ ગાડામાંથી ગ્રામસેવક એક લૂલી અપંગ ડોશીને ટેકો દઈ ઉતારતા હતા.

હાંફી જવાથી બળદને મોઢે ફીણના ગોટા આવી ગયા હતા, ને તે છીંકોટા નાખતા હતા. ગાડું હાંકનાર બળદને ડીલે પંપાળતો બોલ્યો 'ભારે ઝપટ કરી બાપલા, પણ તમને દોટુ દેવરાવી ઇ હાલી નથી ગઇ. આ ડોશી બચાડાં રાતવરત પહેલાં ઘરભેળાં થઇ ગયાં.'

આભાર સહિત આશીર્વાદ આપતી ડોશી બોલી :

''ભલું થજો તમારું. બાપુ, મને મારા દખની ચંત્યા નથી પણ ઓલ્યા ઘરે બેઠેલા મારા આંધળા દીકરાની ચંત્યા બહુ છે. ઇ આંખ્યું વગર મને કયાં ગોતવા જાત ? મારું તો ઠીક પણ એને આજે ખાધા વગર અગ્યારશ કરવી પડત ઈ નોખું. ને હું અટાણે ડગલુંય દઈ શકું એમ નથી એટલા પગ ભરાઇ ગયા છે.'

કુસુમ ડોશીની દયામણી વાણી સાંભળવા સહેજ થંભી ગઇ પણ મધુકરની નજર તો એ ડોશી ઉપર જ ચોટી ગઇ. કુસુમ ડોશીની સામે આવી ત્યારે ડોશીએ આંખે હાથનું નેજવું કરી જોયું ને પછી મરક મરક કરતાં ચહેરામાં તેની આંખો ચમકી. હમણાં હમણાં ડોશી આ ઉંમરે પણ ગામશેઠને ત્યાં ભાણાં ઉટકવાનું બેઠાખેઠાનું કામ કરતી, તેથી કુસુમને ઓળખી જતાં તે બોલી:

'કોણ છે? કુસુમ બેન તો નહિ ?'

'હા, પુરી ડોશી હું જ છું. પણ તમે અટાણે ક્યાં ગયા હતા ?'

'વાડીએ ખડના પૂળાનું કાલ સારું નક્કી કરવા ગઈ હતી, પણ રસ્તે આજે બહુ થાક લાગ્યો. અવસ્થા છે, પણ તમે આમ ક્યાંથી ?'

'હું તો સાંજે પગ મોકળો કરવા ગઈ હતી, તે આ ભાઈએ ખૂબ આગ્રહ કર્યો એટલે અહીં સુધી ગાડીમાં આવી.'

મધુકરના મોં ઉપર ભાવ બદલાયો, ને એની સ્થિતપ્રજ્ઞશી શાંતિમાં ક્ષોભ પડ્યો. વાત ટાળવા તે સહેજ મોં બગાડીને પણ કુસુમ તરફ ફરી આછેરું સ્મિત કરી, આંખોથી નમન કરી જાણે મળવાનું સૂચવતો હોય એમ પોતાની ગાડીને આસને બેસવા ગયો. કુસુમે પગ ઉપાડ્યા. પણ ડોશીની ચબરાક ને ખંધી વાણી સંભળાઈ.

'હાસ્તો બેન, તમને તો બેસારે જ ને ! પણ ગાડીવાન જવાન ભાઈ, તમને મારી ઘરડીની તો દયા નો જ આવીને ? અમ ઘરડાંય એકવાર જવાન......'

એટલું બોલી ડોશીએ લુચ્ચું હાસ્ય કર્યું. એ હાસ્યમાં વક્રોક્તિનો વ્યંગ મધુકરને ઉદ્દેશીને હતો એટલું સાદું સમજતાં ન તો ગ્રામસેવકને વાર લાગી કે ન લાગી બીજાંને. આ વખતે ત્યાં છ આંખો તે યુવાનનાં છોભિલાં પડેલાં ને નીચે ઢળતાં નયનોને પળભર તાકીને ભ્રૂભંગના શરપ્રહાર કરીને પાછી વળી ગઈ—ગ્રામસેવકની ઠપકાભરી આંખો, ડોશીની કડવાશ ભરી આંખો, અને સડસડાટ ચાલી જવા માગતી કુસુમની બંને આંખોમાં જુદા જુદા ભાવો હતા: તેની એક આંખમાં તીવ્ર તિરસ્કાર હતો, બીજીમાં ઉગ્ર પ્રકોપ.

# સાહેબની સ્પેશ્યલ

"સ્ટેશન માસ્તર...ર !"

"જી સાહેબ."

"સ્પેશ્યલને કેમ રોકી છે ? લાઈન ક્લીયર કેમ નથી આપતા ?"

"સાહેબ, સામેથી 'મિક્સ' આવે છે. હમણાં જ સિંહપુરથી છૂટશે."

"હજી હવે છૂટશે ! તો છૂટયાં પહેલાં સ્પેશ્યલને જવા દો. અમારા જરૂરી કામની તમને ખબર પડે છે ?"

"પણ મેં 'મિક્સ'ને ક્યારની 'લાઇન ક્લીયર' આપી દીધી છે આપની સ્પેશ્યલને તો તે પછી લાઈન ક્લીયર આપેલી. પરંતુ સ્પેશ્યલ 'હાઇસ્પીડે' 'રન' થતી હોવાથી ધાર્યા સમય કરતાં ઘણી વહેલી અહીં આવી પહોંચી છે."

"વહેલી આવી પહોંચી એ ગુનો નથી. કારણ કે સ્પેશ્યલ છે ને !"

"પણ સાહેબ, 'સ્પેશ્યલ 'હાઇસ્પીડે' 'રન' થાય છે, એવો તાર ન હોવાથી મેં તો સામાન્ય 'પેસેન્જર ટ્રેન' ના 'રન' પ્રમાણે સમયની ગણતરી કરીને ક્રોસિંગ અહીં રાખ્યું છે."

"તમે કહો છો કે સ્પેશ્યલને 'મિક્સની પછી લાઇન ક્લીયર આપી, તો હજી 'મિક્સ' કેમ નથી છૂટી ? "

"સાહેબ, 'મિક્સ' છે તો રાઇટ ટાઇમ, પણ કંઇક બન્યું હશે; નહિતર મોડી ન થાય, હમણાં જ છૂટશે."

"તો ત્યાં સુધી સ્પેશ્યલ ખોટી થાય, એમ ? તમને સ્પેશ્યલ શું છે એનું ભાન છે ? જાઓ, જલ્દી કરો, જલ્દી કરો !"

સંધ્યાકાળના સાતના ટકોરા હમણાં જ સ્ટેશનના મોટા ઘડિયાળે

સંભળાવ્યા; પુણ્યપ્રકોપ વરસાવતા વૈશાખી સૂર્યદેવે ઘડી પહેલાં જ વિદાય લીધી હતી. તપી ગયેલી વસુન્ધરાએ પોતાના અંગોપાંગોને મોકળા કરી છૂટકારાનો દમ ખેંચ્યો. એટલામાં ધરતીને હૈયે જડાયેલા પોલાદી પાટા પર ધસમસતી, આગ વેરતી, આગગાડીએ ધરા ધ્રૂજાવી. રંગપુરના વિશાળ 'સ્ટેશનયાર્ડ' માં એક તોતિંગ 'સલૂનકાર' જોડેલું લોકોમોટિવ–એંજીન મારમાર કરતું, કાળઝાળ ગેંડા સમા છીંકોટા નાખતું, બીજા પાટા ઉપર દાખલ થયું. લોકો ગામડિયા નહિ હોવા છતાં કુતૂહલ ખાતર થોડે છેટે તમાશો જોવા ટોળે મળ્યા. રેલ્વેના એક મોટા અધિકારી પોતાના નિવાસસ્થાન તરફ સિધાવતા હતા.

એ અમલદાર મિ. રાવ ઉતાવળમાં હતા. તેને ત્વરાથી એક બીજા મોટા અધિકારીને મળવું હતું. મિ. રાવ વિમાસણમાં હતા, ત્યાં આ અટકાયત આવતાં, તેના મિજાજની કમાન છટકી. રાત પહેલાં બીજા અમલદારને મળી મસલત કરી નિર્ણયનો તાર બીજી રેલ્વે ઉપર કરવો હતો. એમાં પોતાના સ્વમાનનો મોટો પ્રશ્ન સમાયો હતો. ગાડીના વેગની સાથે એના વિચારોની ગતિ વધતી હતી; ગાડી અટકતાં તે અટકી ગઈ.

માનવંતા મહેમાન આવતા હોય એવાં સત્કારની તૈયારી જો કે પ્રત્યેક ગાડી વખતે સ્ટેશનમાં થાય છે; પણ આ સ્વાગત એથી અદકું હતું. છેલ્લી નવી જ ઢબનું એ રાક્ષસી એન્જીન પણ અગ્નિજ્વાળાથી લાલચોળ થઈ ગયું હતું. એના ઉરપ્રદેશની પ્રચંડ ભઠ્ઠીમાંથી નીચે આગનાં તણખા ખરતા હતા.

ગાડી અટકતાં સલૂનની નાજુક નમણી બારી ઊઘડી; અંદરનો ભભકો બહાર દેખાય એ પહેલાં તો રાવે બહાર એક ઊડતી નજર ફેંકી લીધી. એના વિચારગ્રસ્ત ચહેરા ઉપર કઠોરતાની છાપ ઊઠતી હતી. વિચારમથામણમાંથી અચાનક ઝબકી ઊઠેલા રાવે હોઠ પીસ્યા.

અમલદારો ઉઘાડે બારણે અને પગે ચાલીને ફરવા નથી જન્મેલા. જેમ હોદ્દો ઊંચો, તેમ જગતથી એ વધુ દૂર, વધુ અલિપ્ત, અને અણજાણ રહે છે. જગત આખું જ બંધ બારણે અને યાંત્રિક ગાડીઓમાં ફરવાનો સંકલ્પ કરે તો-?

અમલદારનું આગમન ભલે બેચાર મિનિટનું હોય તો પણ તે એક પ્રકારની સાવધતા-Alertness-વીજળીવેગી ચપળતા, અને નિર્બળ શાંતિનો ફેલાવ કરે છે કાર્યકરોના હાથમાં તત્પરતા વેરે છે, પગમાં વેગ પૂરે છે, મોં ઉપર ગાંભીર્ય છાંટે છે. સાંધાવાળાઓ અજવાળું હોવા છતાં બત્તીઓ પ્રગટાવવા, કારકુનો કામ ઓછું હોવા છતાં કામની અતિશયતા છે એમ દેખાડવા વધુ પડતી અને કેટલીક વાર નકામી દોડાદોડ કરવા લાગ્યા. સ્ટેશન-માસ્તરે તાર ઑફિસ સંભાળી લીધી, અને તારના સંચા ઉપર તાલબદ્ધ સૂરોની જમાવટ આદરી; એ ખટકારામાં લેફ્ટ-લેફ્ટ'ની પ્રશ્નપરંપરના વેણ ફેંકાતાં હતાં; છતાં સામે સ્ટેશનેથી પ્રત્યુત્તર મળતો ન હતો. સાંઢણીની અદાથી ઊભેલા સલૂનમાંથી બુલંદ કંઠ રણક્યો, અને સ્ટેશન-માસ્તર મિ. મહેતા રાવ સાહેબની તહેનાતમાં હાજર થયા. ન્યાયાધીશ સમક્ષ સાક્ષીના પિંજરામાં ઊભા રહેનારનું ઉરસ્પંદન-શૂરવીરો જેને હૃદય દૌર્બલ્ય માને છે તે-મિ. મહેતાના હૃદયથડકા કરતાં વિશેષ ન હતું. મહેતાના દિલમાં તારની ઝણઝણાટી જેવા પ્રકંપ હતો.' જાઓ, જલદી કરો.' શબ્દોથી કર્તવ્ય અને ત્વરાનું જ્ઞાનામૃત પામેલ મિ. મહેતાએ પાછા ઑફિસમાં આવી કાર્યનું પુનરાવર્તન કર્યું. સદ્‌ભાગ્યે રંગપુરમાં મદદનીશ કારકુનો પૂરતા પ્રમાણમાં હતા. પણ એક સ્ટેશનમાસ્તર જ હોય એવા સ્ટેશને એક સામટાં તાત્કાલિક કામોનું ધાડિયું જ્યાં ઊતરી પડતું હશે, ત્યાં શી સ્થિતિ થતી હશે ? અને તે છતાંય જો ભૂલ થઈ જાય તો અપરાધીને ગંભીર પરિણામ ભોગવવું પડે છે, એ સામાન્ય બીના છે.

આરામ ખુરશીમાં આરૂઢ થયેલા વર્ગે કોઈ દિવસ જાતે આવું કામ કર્યું હોતું નથી; અને વરસને વચલે દી કર્યું હોય તો તેનું કદી ઓસાણ રહેતું નથી.

'પાંચ મિનિટમાં પહોંચી ગયા હોત !' એ જાતની ભ્રમ ટાળવા અંતર, ઝડપ અને સમયના પરસ્પર સંબંધની ચોખવટ કરવી મહેતાને ઉચિત લાગી.

"સાહેબ, અહીંથી સિંહપુર છ માઇલ થાય; એટલે ઓછામાં ઓછી બાર–ચૌદ મિનિટ તો ત્યાં પહોંચતાં લાગે જ."

"શું તમે માસ્તર થયા છો ? કોઈ દિવસ ગાડીઓનાં 'ટાઇમીંગ્ઝ' કે 'રન'ની ગણતરી કરવાની તસ્દી લીધી છે ? આ ડ્રાઇવર કહે છે કે પાંચ મિનિટમાં પહોંચાડી દઉં !"

"સાહેબ, પણ……કોઈ પણ હિસાબે પાંચ મિનિટમાં ત્યાં પહોંચાય જ નહિ."

"અરે ! પણ એની ડ્રાઇવરને વધુ ખબર પડે કે તમને ? ડ્રાઇવર કહે છે કે માસ્તર રજા આપે તો પાંચ મિનિટમાં પોગાડું." સાહેબે બાજુમાં ઊભેલા ડ્રાઇવરની સદ્ધર સાક્ષી આપતાં વિજયનું અટ્ટહાસ્ય છોડયું. એ હાસ્યમાં ભયંકરતાના તણખા હતા. ડ્રાઇવરના હકાર–સૂચક શબ્દે સાહેબ સલૂનમાં અરધા ઊભા થઇ ગયા અને હાથમાંનું છાપું પછાડી ગર્જી ઊઠયા, "બસ બસ. તમે જાણી જોઇને જ મને ખોટી કરવા માગો છો. હું જોઇ લઇશ."

વાત વધી ગઇ ! સાહેબનો લક્ષ્યવેધ પેટ ઉપર પણ કેમ ન આવે ? અને પેટ ઉપર તરાપ આવે છે ત્યારે સૌ કોઇ મરણિયા થઇ કેડ કસે છે. મોતની સામે પણ બચાવ થઇ શકે એટલો માનવી કરે છે. પરંતુ અમલદારની સામે આમ બચાવ કરવા હિંમત કરવી એ વીમો ખેડવા જેવું ખરું !

"પણ સાહેબ ! પાંચ મિનિટમાં છ માઇલ કાપવા, એટલે કેટલા માઇલની 'સ્પીડ' થઇ એ આપ જાણો છો ?" મહેતાએ હિંમતથી કહ્યું.

સાહેબે ગણતરી કરવા પ્રયત્ન કર્યો. પણ તે નિશાળિયા જેવા ન હતા. તેમણે ડ્રાઇવર સામે નજર નોંધી કહ્યું, "એટલુંય ન જાણતા હો તો પૂછો આ ડ્રાઈવરને."

મહેતાની નજર ડ્રાઈવરની શાંત મુખમુદ્રા ઉપર પડી. એના મોં ઉપર ગભરાટ, ફડકો કે ફિકરની છાયા સરખીય ન હતી. એ તો બે પગ પહોળા રાખી ખિસ્સામાં હાથ નાખી બડેજા મહેરબાનની અદાથી ઉભેલો હતો. તેણે કહ્યું:

"ઇ મને શી ખબર પડે ? હું કંઇ ભણેલો છું ? ભણેલા તમે. હું તો હાંકી જાણું."

એના જવાબમાં જેટલી લઘુતા હતી તેટલી સૂચકતા હતી. એમાં ફરજનું સૈનિક સમું (Soldierly) ભાન હતું, ને જવાબદારીના જોખમનો ઉલાળિયો હતો

"જુઓ, સાહેબ, એને 'સ્પીડ'ની મુદ્દલ ખબર નથી. હાંકતા આવડે છે, પણ એના જોખમની જવાબદારી એને નથી. આપની સ્પેશ્યલને કલાકના ૭૨ માઇલની ઝડપે હાંકવાનું જોખમ ઉઠાવવા એ તૈયાર થયો છે. પરંતુ આપણી 'મીટર ગેજ' ઉપર બહુ–બહુ તો ચાલીસ માઇલની ગતિ બસ ગણાય. મારાથી એવી ખોટી પરવાનગી શી રીતે અપાય ? મને મળેલા તારમાં સ્પેશ્યલ સામાન્ય ગાડીની ઝડપે દોડે છે એમ બતાવ્યું છે: અને એ પ્રમાણે યોગ્ય કરવાનો હુકમ છે. એ પ્રમાણે જ હું વર્ત્યો છું. પણ આપની સ્પેશ્યલ ગોઠવેલા સમય કરતાં દસ મિનિટ 'બીફોર ટાઇમ' (વહેલી) આવી છે. આ વોટરિંગ (પાણીનું) સ્ટેશન છે, એટલે રોકત કમમાં કમ ૫–૭ મિનિટ થાય જ. આ બધી પરિસ્થિતિ અને સમયની

ગણતરી કરી કારવીને મેં ક્રોસિંગ અહીં રાખ્યું છે. આમાં રજ માત્ર દોષ હોય તો શિક્ષા કરવી આપને હસ્તક છે. પરંતુ સાહેબ, એન્જીન સાથે એકલું સલૂન, અને એમાંય આપ જેવા અમલદારનું સલૂન તો પૂરતી સલામતીથી હંકારવું જોઇએ, નહિતર અકસ્માત થતાં વાર ન લાગે. છતાંય આપ જો હુકમ કરતા હો, તો હજી હું 'મિક્સ'ને સિંહપુર રોકી રાખવાનો હુકમ મોકલાવું."

રુઆબ અને આવેશના તાંડવનૃત્ય આગળ સમજની સમતુલા ઊથલી પડે છે. રાવે સાચુંખોટું પારખવાની ગડસથલ કરી જોઇ. તેનું મન ચકડોળે ચડ્યું હતું. પોતે ઉતાવળ કરી હતી એવું તો સહેજ તેને લાગ્યું. સાહેબના ક્રોધશમન માટે બીજો ઇલાજ હાથ ન લાગતાં ડ્રાઇવરે વિચાર્યું કે સાહેબ પોતાની ઉપર તૂટી પડશે, માટે બચાવ રજૂ કર્યો હતો, પણ તેમ કરવા જતાં દોષનો ટોપલો તેને શિરે જ ઝિંકાતો તેણે જોયો. મહેતા સાહેબની ઇચ્છા પ્રથમથી જાણી લઈ તે પ્રમાણે વર્ત્યા હોત, તો આખો પ્રસંગ જ ઉપસ્થિત ન થાત. પણ દોષ દૈવનો જ ગણાય ને! ભૂલની કબૂલાત તાત્કાલિક થતી હોત, તો જગતનું અર્ધું ધમસાણ ઓછું થઇ જાત.

રાવના ચિત્તમાં શાંતિની ભરતીનાં પાણી વહેવાં લાગ્યાં. એ જ ઘડીએ 'મિક્સ' છૂટયાંના ખબર કરતી તારની ઘંટડીના રણકારે વાતાવરણ પલટી નાખ્યું. ત્રણે વ્યક્તિઓનું ધ્યાન એ તરફ દોરાયું.

તરત મહેતાએ ઘડિયાળ તરફ નજર કરી: તેમાં સાત ઉપર દસ મિનિટ થઈ હતી. તેણે ઊંચું જોયું ત્યાં તો ડ્રાઇવર કૂદીને એન્જીનમાં બેસી ગયેલો, અને સાહેબે છાપાંની પાછળ મોં છુપાવવા મખમલમશરુની ગાદીવાળી લાંબી 'સીટ' ઉપર કાયા લંબાવી લીધી. પછી તો 'મિક્સ' આવતાં સુધી સ્પેશ્યલે સ્ટેશનની ખુશનુમા હવા ખાધી. અને ગામલોકને વગર પૈસે નાનું એવું નાટક જોવા મળ્યું, એ નફામાં.

# પેટછૂટી વાત

મુગટલાલ પ્રેમનો બંદો હતો. અમારા મંડળમાં એ પહેલાં તો શાંત ને શાણો આદમી ગણાતો. પણ ખરું પૂછો તો અમે એને ધીરે ધીરે પ્રેમસુરાને છંદે ચડાવ્યો હતો. કારણ કે મંડળમાં એક બે જણા પ્રેમના સૂક્ષ્મ મનોવ્યાપાર અને રસ-પ્રદેશોની તાત્ત્વિક છણાવટ કરનારા હતા. થોડા સમયમાં અમે જોયું કે મુગટલાલનું ચિત્ત કોઈ અજાણી પળે એમની મૌવરના નાદે ચળી ગયું.

પહેલાં તો મુગટલાલને દુનિયાદારીનું જ્ઞાન ન હતું, કળજુગનો વા પણ ન હતો. તે સાવ સીધો સાદો ને લાગણીપ્રધાન હતો. પરંતુ આપણે જાણીએ છીએ કે સંસારમાં પ્રેમના પાઠ ઘણી જગ્યાએ વ્યક્ત-અવ્યક્ત રીતે શિખવાય છે. મુગટલાલને પ્રેમનો સોદો દિલખુશ લાગતો હતો. સમાજમાં નવીન લાગતી ઘટનાઓનું અનુકરણ કરનારા ઘણા હોય છે. મુગટલાલે આ પ્રેમની તૃષા છિપાવવા નવલિકાઓ અને નવલકથાઓનો આશરો લીધો. તેમાં તેણે ઘૂઘવતા મહાસાગરના તરંગ-હિલોળા જોયા; મંત્રમુગ્ધ કરે એવું શાશ્વત સંગીત સાંભળ્યું; કલ્પનાભોમનો વિહાર તેને સુખદ લાગ્યો. આ પ્રદેશોમાં પ્રેમ સિવાય અન્ય વીણાની મંજુલ સૂરાવલી નથી ગૂંજતી. પ્રેમના અદ્દભુત પ્રસંગો તેણે વાંચ્યા; અને પછી પ્રેમની પ્રત્યક્ષ પિછાન મેળવવા તેના અંતરમાં તલસાટ જાગ્યો. પ્રેમીઓના મિલન, સંવનન વગેરે અનેક ઉત્તેજક પ્રસંગોથી તેનું હ્રદય જુદા જ તોફાને ચડ્યું. કેટલીકવાર તો પ્રથમ નજરે જ પ્રેમ ઉપજતો જોઈ તેના દેહમાં સળવળતા આતમ-પતંગિયાએ પાંખો વીંઝવા માંડી.

મુગટલાલને હવે લાગ્યું કે અત્યારસુધી પોતે જગતમાં અભરે ભરેલો પ્રેમ જોઈ શક્યો નહિ, પ્રેમ આપી શક્યો નહિ, પ્રેમ કરી શક્યો નહિ, કે પ્રેમનું મૂલ્યાંકન ન કરી શક્યો.

અત્યાર સુધીની તેના જીવનની નીરસતા માટે તેને ખેદ થયો. ગત જીવનની વેરાન કેડી ઉપર એક તીરછી નજર નાખી હવે રસિક, ઉલ્લાસી, મસ્ત જીવનના નવલા રાજમાર્ગે તેણે કદમ વાળ્યાં. પ્રેમ એટલે આનંદ; પ્રેમ એટલે જીવનનું સાર્થક્ય : એમ તેણે નવલકથાઓના વાચનથી જાણ્યું; અને આ પ્રેમમાંથી જ લગ્નની પ્રભુતા પામી શકાય એમ તેને ખાતરી થઇ. અમારા મિત્ર અનિલે પ્રાચીન તથા મધ્યકાલીન નાટકો તેને આપ્યાં; અર્વાચીન નવલ-કથાઓ—સારી નરસી—તેને જૂની ચોપડીઓવાળા પાસેથી વાંચવા મળી.

અમારી નિત્ય સાંજની બેઠક બગીચામાં હતી. મુગટલાલ હંમેશાં કંઈક નવલકથાના પ્રસંગો ઊંચકીને આવતો, ને ઉલટભેર તે ચર્ચતો.

પરંતુ હમણાં કેટલાક વખતથી અમે તેની વાણીની વાનગી ચાખેલી નહિ; કદાચ તે બહારગામ ગયો હશે, કે પછી ઘર બાંધીને બેસી ગયો હશે, એમ ધાર્યું હતું.

એવામાં એક ઉનાળુ સાંજે પાર્કની એક અગોચર જગ્યાએ અમે તેને શૂન્યમનસ્ક બેઠેલો જોયો, તેની સાથેના વાર્તાલાપથી અમને અજાયબી લાગી. બે મિત્રોએ સહસા પ્રશ્નો કર્યા:

'કેમ મુગટ ! આટલા દિવસ ક્યાં ગોટલી મારી ગયો હતો ? અમને તારી પ્રેમચર્ચા વિના બધું સૂનું સૂનું લાગતું હતું.'

'પ્રેમની લગની લાગી હતી તે પરણી તો નથી ગયો ને ? ભાઇ, પરણ્યો હોય તો અમારી આંખો ટાઢી.'

'જગતમાં પ્રેમ સિવાય તમને તે કંઇ સૂઝે છે કે નહિ?' તેની વાણીમાં અણગમો હતો, મોં પર ઉદાસીનતાની છાયા હતી, આંખમાં તેજ-ફિકાશ હતી. સદાય રસ-તરબોળ નેત્રે અને હર્ષ-નીતરતી જીભે બોલનાર મુગટલાલની આજે સિકલ બદલાઈ ગઇ હતી.

'જગતમાં બીજું છે પણ શું? પ્રેમ હી પ્રેમ ભરા હૈ!' પણ આવી દલીલથી તેની ભમર ભેગી થઈ ને કટાણું મોં કરી તે બોલ્યો:

'નાખો તમારા પ્રેમને ને નવલકથાઓને મોટા બાપેશરા ખરામાં! એણે જ મોટી મ્હોંકાણ કરી ને!'

'શું થયું, મુગટલાલ? કંઇ વાત ને વાતનું નામ?'

'તમારી પ્રેમની ગુલબાંગોએ મને હેરાન પરેશાન કરી ઠોમી દીધો!'

'પણ હવે મોણ કયાં સુધી નાખવું છે?' અનિલે આડું જોઈ હસી લીધું; જો કે અમને લાગ્યું કે મુગટલાલનો ચહેરો દયા ઉપજાવનારો હતો.

'પ્રેમ-બેમ બધું તૂત છે, ધતિંગ છે; સમાજને છેતરવાની સોનેરી જાળ છે. અને તમારી નવલકથાઓ અવલ નંબરની ઠગબાજી છે!'

'રાખ રાખ! હવે! નવલકથા એટલે વાસ્તવિક જીવનનો સાર અને જીવનનું પ્રતિબિંબ.'

'ત્યાં જ તમે બીંત ભૂલો છો. સાહિત્ય અને જીવન વચ્ચે તો મોટો પહાડ છે, પહાડ!'

'તેં રમણલાલ દેસાઇનું 'જીવન અને સાહિત્ય' નથી વાંચ્યું, એટલે ન સમજાય એ સાચું છે. તું તો નવલકથા વાચનનો

રસિયો હતો, ખરું ?'

'હા નવલકથાઓએ જ મહાદશા બેસારીને ! બધા નવલ-કથાકારો જુઠ્ઠા !'

'તો શું નવલકથાકારોનાં જીવનમાં ડોકિયાં કરવા ગયો હતો, દોસ્ત ?'

'એથી ઊલટું: વાસ્તવિક દુનિયામાં એના પારખાં કરવા ગયો હતો.'

'એટલે શું નવલકથાનું જીવન જીવવા ગયો હતો ?' મારા પ્રશ્નથી મુગટે આંખ નીચી ઢાળી.

'અરે સાળા ! નવલકથાનું તે અનુકરણ જીવનમાં કરવાનું હોય ?' અનિલે ફટકો માર્યો.

'ત્યારે શા માટે નવલકથાઓ લખાય છે, જખ મારવા ? શું સાહિત્યકૃતિઓમાંથી કશો બોધ લેવાતો નથી ? સાહિત્ય માર્ગ-દર્શન કરવા માટે નકામું છે ?'

'અરે ! એતો સમાજની છબિ છે; એ આદર્શ નથી. વાસ્તવ-દર્શનમાં તો દોષનિરૂપણ વિશેષ આવે.'

'તમે ગમે તે વાતો કહો, પણ સો વાતની એક વાત સાચી કે સમાજમાં એક બાબત નવલકથાના પ્રદેશવાળી દેખાતી નથી; તો પછી લેખકો પ્રેમની ફિલસૂફી લાવ્યા ક્યાંથી ?' એમ કહી મુગટે પોતાની સ્વાનુભવકથની આદરી.

'શું કહું મારી વાત ? આ બે માસમાં તો મારે માથે ન બનવાનું બની ગયું છે. એમાં છેલ્લા બનાવે આડો આંક વાળ્યો. નવલકથાની સૃષ્ટિએ મને તો કહોડે ચડાવી દીધો, કહોડે ! આ બધી વાત કરતાં મને શરમ લાગે છે. જુઓ સામેથી જયંતિ આવે છે,

તે જ બધું કહેશે, જયંતિ તેનો પડોશી હતો.

અમે કંઈક છોભીલે પણ ઉત્સુક ચહેરે તેની હકીકત સાંભળતા હતા. મુગટલાલે ચાર પૈસાની પચીશવાળી બીડી કાઢી, સળગાવીને ત્રીજી ને ચોથી આંગળી વચ્ચે દબાવી ઘૂંટ ભરવા માંડી. જયંતિએ વાત આદરી :

'નવલકથાઓમાં એવા પ્રસંગો આવતા કે એક જણને મિત્ર-પત્ની સાથે પ્રેમ થયો; અથવા મિત્ર-ભાગિની સાથે સ્નેહગાંઠ બંધાઈ; કોઈને પાડોશીની પુત્રી માટે પ્રેમ જાગ્યો; કોઈક કોલેજ-કન્યા ઉપર મોહી પડયો, ને આખરે બન્ને પરણી ગયાં. એક જુવાન બાગમાં ફરવા જતો ત્યાં કોઈ રૂપસુંદરી પ્રત્યે પ્રથમ દૃષ્ટિએ પ્રેમ ઉપજ્યો. ગાડીમાં પણ પ્રેમ થાય છે એવું વાર્તામાં આવ્યું છે: આવું તો કંઈક સમાજમાં બને છે, એમ આ નવલકથાઓ વાંચતા લાગ્યું હતું.'

'મુગટને લાગ્યું કે મારા જીવનમાં કંઈક ખૂટે છે. પછી સમજાયું કે આ તો શુષ્ક જીવનની અરુચિ હતી. દિલ કશાકને ઝંખતું હતું. જગતમાં આટલો પ્રેમ છતાં પ્રેમ જ ન મળે એવું તે કંઈ બને ? અને સ્મરણમાં અનેક પ્રસંગો તરી આવ્યા. તેની આસપાસ એવા જ સંયોગો હતા, અને એની વચ્ચે તેના દિલની આરજૂ અસંતુષ્ટ થઈ મૂરઝાઈ રહેતી હતી. ધીમે ધીમે તેની મનોવૃત્તિ પરની લગામ ઢીલી થતી ગઈ.'

'તેને પ્રેમની રઢ લાગી. પ્રેમ સિવાય તેની દૃષ્ટિમાં કશું આવતું નહિ: તે પ્રેમ જોતો, પણ તેને સામી એવી પ્રેમભરી દૃષ્ટિ ન મળી. હવે તેણે આળસ છોડવી જોઈએ. કર્મ વગર ફળ ન મળે એ પ્રકાશ તેના મનમાં ઉજાસ પાથરતો હતો. તે પડોશમાં આતુર નયને રાહ જોતો; મિત્રને ઘેર ધીરજ દાખવી; રસ્તામાં,

બાગમાં, ટ્રેનમાં પ્રેમસંપાદન કરવા, પ્રેમછલકતી આંખડી જોવા, પ્રેમની ઉષ્માભરી મધુર વાણી સાંભળવા ઉત્સુક દિલથી ઝૂરી રહ્યો; પણ...પણ વ્યર્થ !'

'અચાનક તેના મનમાં ઊગી નીકળ્યું કે પ્રેમ પ્રદર્શિત કર્યા વગર કંઇ પ્રેમ ન મળે, એટલે તેણે પ્રેમને વ્યવહારુ બનાવવા નિર્ણય કર્યો. શેલીની 'પ્રેમની ફિલસુફી' નામના કાવ્યે તેને ઉન્મત્ત બનાવ્યો હતો. પ્રેમનો ગુંજારવ ફક્ત મનમાં કર્યા કરવો કે એકાન્તમાં કર્યા કરવો એ નકામો છે. પ્રેમને બોલતો કરવો જોઇએ: આંખ દ્વારા, હોઠ દ્વારા, સ્મિતદ્વારા, સમસ્ત શરીર દ્વારા ! પરંતુ આમ શરૂ કરવા પહેલાંની મૂંળગી તેની એક ખામી તેને ખૂબ ખટકતી હતી: પોતામાં સુંદરતા, મોહકતા જેવું આકર્ષક તત્ત્વ નથી તેનું શું ? વાણીની છટા, પોશાકની ફક્કડતા, શૃંગારિક હાવભાવની ફાવટ નથી, તેનું શું ? પ્રેમ વ્યક્ત કરવાના આ બધાં સાધનો છે, દિલ જીતવાના ઉપચાર છે. વશીકરણના મંત્રજંત્રો છે, એમ તેને લાગ્યું. તેથી ખુલ્લે માથે, અત્તર પોમેડ સહિત, સફાઇદાર કપડાં પરિધાન કર્યાં. ચાલવાની લટકમાં છટા આણી; મોં ઉપર અનેક ભાવો ઉપસાવવા પ્રયત્ન કર્યા; અને તેને મનમાં થોડો થોડો વિશ્વાસ બેસવા લાગ્યો કે હવે વિજય દૂર નથી. અને સાચી વાત તો એ છે કે કોઇ ગમાર, ધૂની, લપોડશંખ, અતડા કે ઉલ્લૂ તરફ પ્રેમથી કોઇ છોકરી જુએ કે તેને બોલાવે ખરી? આકર્ષણ માટે તો આકર્ષક બનવું જોઇએ જ ને ! એનો પાઠ બરાબર એ ભજવવા લાગ્યો. ત્યાં તો તેણે જોઇ લીધું કે પહેલાં જે છોકરીઓ ગર્વભેર પસાર થઇ જતી તે હવે સૌમ્ય દૃષ્ટિ ફેંકી મીટ પણ માંડી દેતી હતી. કેટલીક તો પૂછતો તેના સીધા મધુર જવાબો પણ આપતી હતી: મિત્ર-પત્ની સાથે જ્યારે તે વાત કરતો ત્યારે જાણે તેના મોંમાંથી ફૂલ ખરતાં, અને તેના મોંમાંથી પણ સ્મિતની ફૂલખરણીઓ ખરતી. તેના એક પડોશીની પુત્રી બાગમાં ફરવા ગઇ હોય અને તે તેને પાછળથી

કે સામેથી નીકળી મળે કે સામે જુએ, ત્યારે તેની આંખો હસી ઊઠતી; ને ગાલ લાલલાલ ઘૂમ થઇ જતા. તે મુસાફરી કરતો એ વખતમાં જ એક શ્રીમંતની પુત્રી કોલેજમાં અભ્યાસ કરવા જતી; તે બંને ચાર સ્ટેશનો સુધી તો બીજા વર્ગના ડબ્બામાં સાથે જ હોય; તેમને ખાસ કશી ઓળખાણ નહિ; ફક્ત પરિચિત ચહેરાની જ ઓળખાણ !'

'બસ, તેને પ્રેમનું દ્વાર ઊઘડું ઊઘડું થતું લાગ્યું. સ્વર્ગના સોપાને તે ચડવા લાગ્યો હોય એમ તેને થયું. તે સમયે તેને નવલકથાના પ્રસંગો સાવ સાચા વાસ્તવદર્શી લાગવા માંડ્યા; એનાં દશ્યો તાદશ્ય થયાં. છતાં નવલકથાના મસ્તીભર્યાં પ્રસંગ-શિખરોથી તો તે દૂર જ હતો. પરંતુ પ્રેમની છાયા શીતળતા આપતી હતી. આશાની જ્યોત ચેતાવતી હતી. તેને થયું કે પ્રેમનું સાનિધ્ય આટલું આનંદદાયક હતું તો પછી પ્રેમ પોતે કેવો હશે !'

'પણ તેને લાગતું હતું કે પ્રેમ મેળવવા તથા પ્રેમની યાદગીરી રાખવા માટે કંઇક કરવું જોઇએ. તેણે પોતે પહેલ કરવી જોઇએ. સ્ત્રી-જાતિ લજ્જાશીલ છે. પ્રેમમાં સાહસિકતા હોય તો તે ફળે તુરત જ; અને આ યુગ પણ નારીપૂજાનો છે ને !'

'અને એક વાર તે મિત્રગૃહે ગયેલો. મિત્ર ઘેર ન હતો, મિત્રપત્નીના ખુલ્લા કેશકલાપમાં નાગણ-શો ચોટલો મોહક બની ઊડીને આંખે વળગી રહ્યો હતો તે. બેઉ હસીને વાતો કરી રહ્યાં હતાં, તેવામાં મોકો જોઈ તેના દિલના દરિયાવમાં પ્રેમભરતી ચડી. તેણે ઊભા થઇને......તેની મદભરી આંખોમાંથી નિસ્સાની ટશરો ફૂટી......'

'બીજો પ્રસંગ: પાડોશીની પુત્રી ઊર્મિલા બાગમાં ગઈ હતી. તે પણ ત્યાં જ ફરતો હતો. હજુ બાગમાં ઝાઝાં સ્ત્રીપુરુષોનો અવરોજાવરો શરૂ થયો ન હતો. ત્યાં થોડાંક નિર્જન સ્થાનો પણ હતાં; તેણે તુરત ઊર્મિલાને કુશળ વર્તમાન પૂછ્યાં. જરા નયનો નચાવ્યાં. આ નયન-નૃત્ય પેલીના ધ્યાન બહાર ન હતું; એણેય

હસીને ઉત્તર વાળ્યો. એકાદ મિનિટ આડીતેડી વાતો કરી. પછી મુગટે તુરત તેની આગળ પ્રેમનો પ્રસ્તાવ રજૂ કર્યો, અને.....'

'અને ત્રીજો પ્રસંગ: પેલી શ્રીમંતની કન્યાને તે રોજ બીજા વર્ગમાં મળતો; તેનું નામ વિમળા હતું. એ નામ તેની સાથેના પુસ્તક ઉપરથી જ તેણે જાણી લીધું. કેટલીક વાર તો આ ડબામાં એમના વગર ત્રીજું ચકલુંએ ફરકતું નહિ. શરૂઆતનો સંકોચ હવે નામનો જ રહ્યો હતો. એક દિવસે તો તેણે તેની બરોબર સામે જ બેઠક લીધી-સામે જ આડું જોઇને; પછી ધીમેથી તેને પૂછ્યું. તેણે તે ન સાંભળ્યું. એથી તે મુગટની સામે જિજ્ઞાસાથી નીરખી રહી. ફરી તેણે મંદ અવાજે કહ્યું. બારીમાંથી પવનની લહેરીઓ તેની અલક લટોને નૃત્ય કરાવતી હતી–મુખ ઉપર જ. આથી તેણે કાન ચકોર કર્યા અને મુગટ તરફ એકાગ્ર દૃષ્ટિથી કુતૂહલતાથી જોઇને પૂછ્યું 'શું કહ્યું ?'

તેના વદનકમળ ઉપરથી સુધાનો છંટકાવ વાણી–ભાવ દૃષ્ટિતેજ દ્વારા થતો હતો. તેણે મુગટ તરફ સહેજ માથું નમાવ્યું.

તેને થયું કે બસ ! આજ પ્રેમની નિશાની ! વિમળાએ કદી આટલી પ્રેમાળ નજરે તેની સામે જોયું નથી; તેની મુખમુદ્રા ઉપર અનંતનું ચેતન હતું ! મુગટે તેની તરફ સહેજ મોં લંબાવ્યું, અને વિમળા પોતાનું મોં ખસેડી લે તે પહેલાં મધુરા ચુંબનની મઝા માણી લીધી; અને તે સાથે.......'

આટલું સાંભળતાં તો અમારી મંડળીમાં અટ્ટહાસ્યના હિલોળા છૂટયા. અનિલે મુગટલાલને ઠપકો આપ્યો : 'વાહ મુગટ ! આટલા સરસ પ્રેમપ્રસંગો તને મળ્યા છતાં તું ધરાતો નથી ! અમને તો આવો એકેય પ્રસંગ નથી મળ્યો !'

મુગટના ચહેરા ઉપર શોકનો ઓછાયો સ્પષ્ટ તરી આવતો હતો. તેણે કહ્યું, 'સારું છે, તમને એકે પ્રસંગ નથી મળ્યો તે જ.

મને આ ત્રણેય પ્રસંગોએ જે વીતાવી છે તે તો 'ન ભૂતો ન ભવિષ્યતિ !'

'એમ જ હોય ને ! બીજું શું ? પ્રેમ જે વીતાવે તે તો આનંદસમાધિ જ.' અધવચ્ચેથી એક જણે ટાપશી પૂરી.

જયંતિએ પૂરું કરતાં કહ્યું, 'પહેલા પ્રસંગે મિત્રપત્નીએ ધોકણેથી જ ધોઇ નાખ્યો ને વાંસો જરા હળવો થયો ! હજીય કળતો હશે. મિત્રને મળ્યા વગર મળવાની ભવિષ્યમાં આશા ત્યજી તે ભૂંશેટીને ભાગ્યો. બીજા પ્રસંગમાં ઊર્મિલાએ પ્રેમભિક્ષાના બદલામાં ચાર ચંપલ મોં ઉપર ફટકાવી છે; અને બાગમાં લોક-મેદની જામે તે પહેલાં જ તે રફુચક્કર થઈ ગયો જેમ શિકારીના પંઝામાંથી શિકાર છટકી જાય તેમ. અને ત્રીજા પ્રસંગે તો માઝા જ મૂકી. ચુંબનની મઝાના વળતરરૂપે વિમળાની વજ્ર જેવી હથેલીનો એક જ તમાચો તેના આ ગાલે ઝીલ્યો છે. આવી કોમળાં-ગીનો પંઝો ભલભલા લોખંડી પુરૂષના પંઝાને કોરે મૂકે એવો જોરદાર હતો જુઓ, આ ડાબા ગાલ ઉપર હજી એક બે આંગ-ળીનું ચાઠું છે. પણ એટલાથી પત્યું હોત તો એના કાળા કીડા ! પરંતુ તેણે સાંકળ ખેંચી ગાડી ઊભી રખાવી ને પોલીસમાં સોંપ્યો. કસ્ટડીમાં એક અઠવાડિયું રહ્યો. અનેક માફીપત્રો લખ્યા; તરણું મોંમાં લીધું. ને છેવટે એના વકીલની સિફારસથી છૂટકારો થયો છે.'

અમારે હસવું ન જોઇએ પણ સૌથી હસી જવાયું. એક સંગીતનો શોખીન લહેરખડો જુવાન ગાતો ગાતો પસાર થયો:

'પ્રેમ નગર મત જાના મુસાફિર,
પ્રેમ નગર કો જાના હૈ ?'

# પ્રતિમાનાં આંસુ

તમે મારી પિછાણ માગો છો? પરંતુ મારા હૈયાના ધબકાર કળી શકશો? કારણ કે મારા રંકના દેહ સામે જોવાની ભાગ્યે જ કોઈને તમા છે! જ્યાં નિકટનાં આપ્તજનોના હૃદયધ્વનિય કાન માંડી સૂણવાની પડી નથી, ત્યાં મારા સમા પરાયા અને જડ જેવા પ્રત્યે કોણ લક્ષ આપે?

ખરું કારણ એ છે કે મારી આજની દેહયષ્ટિમાં કોઈ રૂપલાવણ્યનું અનેરું તેજ, નાજુકપણું, આકારસૌષ્ઠવ કે કોઈ પ્રલોભન નથી. નથી જાદુઈ ચમત્કારની જડીબુટ્ટી કે વશીકરણનું બળ. મારા લલાટે કોરો વિધિલેખ હશે. પણ સાચી વાત કહું? હવે મને કોઈ અભખરો નથી રહ્યો. હું જ્યાં છું ત્યાં ઠીક છું.

મારા અંગ ઉપર શીતળ સુવાસિત જલાભિષેક નથી થતો; ફૂલ, બીલીપત્ર કે ચંદનલેપન નથી થતાં; મારું અંગ તૈલાભ્યંગ સ્વપનેય નથી પામતું; સિંદૂરનો લેપ પણ નથી પામતું. મારી પાસે કોઈ પથિક વિસામા માટે ઘડીભર પણ નથી થંભતો.

હું પાષણસૃષ્ટિની કોમનો છું. અનેક પથ્થરોની જેમ એકદા ભૂગર્ભની હુંફાળી ગોદમાં બેધડકપણે હું ઘોરતો હતો. એક વાર મારા વિશ્વકર્માએ મને ઉપર ખેંચી આણી, થોડાક હથોડાટાંકણાથી ટોચા મારી મારા નિસર્ગસુંદર સ્વરૂપમાં સમૂળી વિકૃતિ ઉતારી: મને માનવઆકૃતિનો મોહક ઠસ્સો આપ્યો. મારો આત્મા તત્કાળ થનગની ઊઠ્યો એવા આનંદથી કે માનવની સર્વોચ્ચ

સંસ્કારી કોટિમાં હવે હું ગણના પામીશ. માનવદેહ તો દેવનેય દુર્લભ છે; આ દેહ માટે દેવો વલખાં મારી રહ્યા છે. પરંતુ મને આ અમૂલ્ય પુરસ્કાર વિના તકલીફે, વગર તપસ્યાએ, પુણ્યકાર્ય વગર જાણે સામે ચાલીને મળ્યો !

મારો સર્જનહાર હતો કુશળ શિલ્પી. તેના દિલમાં આરઝૂ હતી મને જગતનો મહાપ્રતાપી દિગ્વિજયી સમ્રાટ બનાવવાની. પરંતુ તે મને તેનું એક પ્રતીક જ બનાવી શક્યો; મારામાં ચૈતન્ય ન સીંચી શક્યો. જો કે મારે સ્વીકારવું જોઇએ કે મારી અચેતન પ્રતિમા આગળ આવતાં મોટા મોટા ચમરબંધીઓ પણ આંખો જોરથી ખોલી, મોં મલકાવી, શિર નમાવી, વિચારચક્રાવે ચડી જતા. હું સૌની દૃષ્ટિનો, વાતોનો, સૌના ધ્યાનનો ધ્રુવતારો બનતો. મારી ખ્યાતિ દશે દિશામાં પવનને પલાણી ઘૂમી વળી હતી. તે વખતે મારાં રોમેરોમમાં ગર્વનો સમીર સુસવાટા કરતો વાઇ રહેતો.

થોડા સમય બાદ હું ઠરીઠામ પગ વાળીને બેસવા—ખરી રીતે ઊભો રહેવા—પામ્યો. એક આલેશાન 'હવેલી'ના ખંડમાં સુશોભન તરીકે મારું સ્થાન નક્કી થયું. બગીચામાંથી લહેરાતા મૃદુમધુર વાયુની આહ્‌લાદકતા હું માણતો હતો. અદ્‌ભુત વ્યક્તિત્વના તણખા ખેરવતો હતો, આસપાસ રોશનીની છાલક છાંટતો હતો. મારો આવાસ એક સજ્જનના ઘરમાં હતો. આ ઘરની સ્વામિની—નવોઢા તરુણી—મારી પાસે હળવે પગલે સંચરતી, પોતાના મુખચંદ્રની ચાંદની મારા ઉપર વેરી સાળુની માદક સુવાસ પમરાવી જતી હતી. ક્યારેક મને તેની પુષ્પમૃદુ કરાંગુલિઓથી તે ચૂમી જતી. તેના હૈયાના સરોવરમાં ત્યારે પારાવાર ઊર્મિના રાજહંસો પાંખો ફફડાવી વિહાર કરતા. મારા જતન માટે સતત ચિંતાતુર રહેતી તે તરુણી પોતાની દાસીને મારી ખૂબ સંભાળ રાખવા

વારંવાર ટોકતી. અમનોચમનથી ગુલતાન કરનારા આ સ્નેહસભર દંપતીના સુમધુર કલરવ અને સહચારનો પ્રસાદ પામી હું મારી જાતને ધન્ય માનતો.

કયા કર્મબંધનથી હું અને આ તરુણી આ સ્થાને એકી સાથે પ્રવેશ્યાં હતાં, તેની ગમ મને નથી પડતી. પણ કોઇ ગૂઢ સંયોગના સંકેતે અમારી વચ્ચેનું અંતર અળપાવી નાખ્યું હતું. અમારી બેની વચ્ચે માત્ર મૂક વાગ્-વ્યવહાર ચાલતો મન-શું-મન અમે ગોષ્ઠિ કરી લેતાં; અને મારું કાળમીંઢ કઠણ હૃદય ત્યારે નરમાશ ધારણ કરતું હતું. મારા મોં ઉપરની રેખાઓ ઉકેલીને તે યુવતી કંઇ અગમ્ય લિપિ વાંચી લેતી હતી. ફલતઃ તેને નીરસ એકાંતની અકળામણ અને આંતરિક અજંપો ઓછાં લાગતાં; અને મારા એકલવાયા જીવનના નૌકાવિહારમાં મને અનુપમ સથવારો મળતો. મારું જીવન અનેક ભવ્ય ઉલ્લોલ મનોભાવોનાં નૃત્યગીતોથી ડોલી ઊઠતું. તેને મારા ઉપર શિશુ સમો પ્યાર હતો

મારું રમ્યસુંદર, કંડારેલું, મનમોહક અંગ જોતાં જોતાં તે તરુણી ઊંડે ઊંડે મારામાં વીરતાનું પાતાળઝરણું ફળી કાઢતી; હું જે સરસેનાપતિનું પ્રતીક હતો, તેના મહત્ત્વાકાંક્ષી જીવનનું પુસ્તક પોતાના પતિ પાસે મંગાવી તે વાંચતી; અને વાંચતાં વાંચતાં મારી સામે જોતાં જોતાં એકાત્મભાવ અનુભવતી. પછી મારી સામે જ પલંગ ઉપર આડે પડખે સૂતાં સૂતાં લમણે હાથ ટેકવી તે ચિંતન-નિમગ્ન થઇ જતી થોડી વાર આંખની પાંપણો ઉપર અશ્રુની મોતી-માળા ગૂંથી મારા તરફ અહોભાવ તથા કરુણા-છલકતાં નયને નીરખીને નિઃશ્વાસ સંતાડવા તે મોં ફેરવી જતી.

તે વખતે મારા જડ દેહ વિશે મને પૂર્ણ ઓસાણચૂક થતું. પરંતુ પેલા સેનાપતિનું જ્વલંત વ્યક્તિત્વ મારી રગે રગે પ્રગટ થતું. મારા દિલમાં ચટપટી થતી; છતાંય હું નિઃસહાય હતો.

કાળચક્રે ગુલાંટ ખાધી. સમયની રેતી ઉપર ભીષણ તોફાનની એંધાણીઓ વેરાઇ પડી. આંધીની ચંડ તાંડવ સમી આસ્માની સુલતાનીમાં માનવે માનવની છાતીમાં જ નિશાન તાકયાં, અને એ લોહીભીની ક્રાંતિના ભૂકંપમાં હું મારે આસનેથી પદચ્યુત થઇને અગમ્ય અગોચરે ફેંકાઇ ગયો. માનવે મારુંય માથું ધડથી નોખું કરી નાખ્યું. મારા ખંડિત દેહમાં સુગાળવી કદરૂપતા આણી.

મારી ગૃહસ્વામિની સખીનો તથા તેના પતિનો જેટલો ઉચાટ મારા દિલને કોરી ખાતો હતો, તેટલા પ્રમાણમાં મને મારી ચિંતા ન હતી. પહેલાં મારી કેવી જાહોજલાલી હતી, હિલોળા હતા, તે જાણો છો? જવા દો એ કથા; એની સ્મૃતિ મને કંપાવે છે. હૃદયમાં તીણા ડંખ દે છે. આટલું ઉન્નત સંસ્કૃત માનવજીવન કહેવાય છે, છતાં આટલી પશુતા, ક્રૂરતા, હીનતા! આ જ નથી સહેવાતું. મને દિલમાં શૂળ એ ભોંકાય છે કે માનવજીવનમાં આટલી કિન્નાખોરી, સ્વાર્થાન્ધ દશા, સત્તાપ્યાસ, રક્તપિપાસુ દુષ્ટવૃત્તિ કેમ વકરી ઊઠે છે? મને ઝાઝી સમજ ન હતી. મારી વાંછના તો એક માનવવિશેષની-અતિમાનવની–સર્વોપયોગીતા સિદ્ધ કરવાની હતી. પરંતુ મનુષ્ય બનવાની હવે ખ્વાહેશ નથી; ઇશ્વર મને એ કૃપાપ્રસાદી ન આપે. સારું થયું મારા વિધાયકે મને જીવનનું દાન ન દીધું. હવે સમજાયું કે એક માનવેન્દ્રની મૂર્તિ બનતાં મારે ધૂળમાં રગદોળાવું પડયું અને અનેક ઠોકરો ખાવી પડી. મોટા થવું સૌને ગમે તેવું છે. મહત્તા પ્રાપ્ત કરવી એ નરસું તો નથી; પણ પરાણે મહત્તાનું છાલકું માથે લાદવામાં આવે, તો હરખપદૂડા થઇ 'ફૂલણજી' થઇ જવામાં નરી મૂર્ખતા છે. સાચી વાત એ છે કે નીચે પાડવા માટે ઊંચે ચડાવવામાં આવે છે! મને ખબર ન હતી કે આટલી ઊંચાઇએથી વિધિના ક્રૂર હાથ ભૂંડાહાલના પછડાટી ખવરાવશે! મોટાંઓનો તો ઓળખાણ ખાંડ પડી જાય, એમ હવે લાગે છે!

આજે મારી દશા કંગાળ છે. ખરેખર પેલા શિલ્પીએ મારી 'આબાદ' જ બગાડી નાખી છે. મને માનવ આકૃતિ આપીને મારું સત્યાનાશ વાળ્યું. કોઇ ઝૂંપડી–પરસાળમાં હું 'ગુડાણો' હોત, તોય મારું અહોભાગ્ય હોત ! કોઇ બાગમાં બેઠક તરીકે મુકાયો હોત, તોય થાકયાંપાકયાં બાળુડાંઓ વિશ્રાંતિ લેવા બેસત; રસ્તાની પગથીમાં જડાયો હોત, તો ગરીબગુરબાં મારી છાતીએ રાતગુજારો કરત. શિલ્પીએ કોઇ દેવનો આકાર મને આપ્યો હોત, તો આરામથી ધૂપદીપાદિનાં ભાવભર્યાં પૂજનઅર્ચન પામત. કોઈ કબરની ખાંભી બન્યો હોત, કે કોઇ શહીદનો પાળિયો બન્યો હોત, તો મારું જીવન કૃતાર્થ માનત. છેવટે મારું સ્થાન માર્ગદર્શક એવા સીમાપથ્થરમાંથી પણ ગયું; નહિ તો કોઇ ઉકળાટ પામેલો પથિક મારા તરફ આશાભરી મીટ માંડી 'હાશ' કહી સંતોષ અનુભવત.

પરંતુ એ બધી તો તેર મણના 'તો' ની ગુલબાંગો ! ખેર ! હું જે છું તે છું. અમારી જાત જ પથ્થરની. હું ભૂખરો પથ્થર નથી કે નથી રતુંબડો પથ્થર, કે નથી ઊજળો ફૂલ શો મુલાયમ સંગેમરમર. હું તો છું કાળમીંઢ. મને યાદ આવે છે કે માનવ-જગતમાં કઠણહૃદયના માનવીને મારી ઉપમા દેવાય છે. બરાબરને ? મારો દેહ જમાનાનો ખાધેલ હોય એમ મને લાગે છે. ટાઢતડકાના પ્રહારોથી મને ઊની આંચ આવતી નથી. આંધીની ઉફાંદો મને સ્પર્શી શકતી નથી. મેઘની મૂશળધારો મારું રૂંવાડુંય ખાંડું કરતી નથી.

મારી તરફ કોઇ સ્થપતિ કે શિલ્પી નજર ફેંકતો નથી. માનવ સમાજમાં કહેવાય છે કે સુતારનું મન બાવળિયે, ચમારનો ડોળો ભામ ઉપર, કેશકલાધરની કીકી કેશ ઉપર, 'બૂટપોલિશ'-વાળાની આંખ જોડા ઉપર, જાસૂસની દૃષ્ટિ શકદાર ઉપર, દરજીનાં

નયન સ્ટેશન ઉપર, શિકારીની ગીધ–દૃષ્ટિ શિકાર ઉપર, કલાકારની રસદૃષ્ટિ સૌંદર્ય ઉપર, યુવાનીની તરસી નજર છલકતા જોબનથાળ ઉપર : આમાંથી હું કોઇનું સાધ્ય, આરાધ્ય, પૂજ્ય કે ભોગ્ય નથી. હું કોઈ પ્રાચીન માં જન્મેલ કે સરજાયેલ હોત, અથવા કોઈ ગુફામાંથી કે ખંડેરમાંથી જડી આવ્યો હોત, તો કોઇ પુરાતત્ત્વવેત્તા મૂલ્યવાન અવશેષ તરીકે મારું જતન કરત; મને સંગ્રહસ્થાનમાં આગવી જગ્યા મળત; પ્રદર્શનમાં હું ઝળકત; અને અભ્યાસીઓની અભ્યાસનૌકાનો આરોકિનારો બનત. પ...રં...તુ મારી આ જ ખામી છે!

અત્યારે પરમ અશાંતિ વચ્ચેય હું નીરવ અનંત શાતાની સમાધિમાં મગ્ન છું; મારો આત્મા દિવ્ય સ્વપ્નોના ઓથારમાં આથડે છે, અને માણ્યું એનું સ્મરણ કરવામાં અમોલું લહાણું સમજે છે.

હું ક્યાં છું અત્યારે એ જાણો છો? મારી સામે ચાર રસ્તાનો ચોક છે; બે મહાલયોની ગોબરી ગટર પાસે ગંધારા બનેલા ખૂણામાં એક અસ્પૃશ્યનું જીવન ગુજારું છું. મારું આ સ્થાન એક અવાવરું ધોંકડામાં એક રાંક વૃદ્ધાના 'મહેલ'થી થોડે અંતરે છે. કોઈ 'માકોર'ના અવસાનનો હું સાક્ષી થઇશ; કોઇક વેળા જો કાગ મારી ઉપર આવી ચાંચ ઘસી ઊડી જશે, તો હું તેને માકોરનો સંદેશ આપીશ.

પણ જગત મને સુખની સોડ્ય તાણી નિરાંતવા જંપવા દે તેમ નથી. ઊડતાં પંખીઓને પાડે, ચાલતા પશુને ઘોંચપરોણો કરે, સૂતેલા સિંહને છંછેડે, રસ્તે પરવરતા રાહદારીની છેડતી કરે અને એમ વાત વાતમાં બે છાણાંની કરી બેસે એવી દુનિયાની વૃત્તિથી મારા ઉપર તો પારાવાર વીતક વીતે છે.

રાત્રે બાલદીઓનો અભિષેક મને મળે છે; વેળા કવેળા જળભર્યા કળશોના 'અંઘોળ' પામું છું; મહાશય સારમેયો મારી કને આવી યથેચ્છ નાકજીભાદિ પંચેન્દ્રિય ભોગ ભોગવી જાય છે. કોઈ સુરદાસ ટેકણલાકડીના ઠમકારા લગાવી આગળ વધે છે. ક્વચિત 'છાનગપતિયાં' ચલાવનારા ભેદી સજ્જનો કે પ્રેમીજનો મારી પાસે લગાર ઊભા રહી, મૂછ મરડી, 'કાન કરડી,' થૂંક ઉડાડી, આંખ ઉલાળી, મન મનાવી, દિલ બહેલાવી, સંકેતોની આપ-લે કરી હરણ-ફડકે હોંશભેર અદૃશ્ય થઈ જાય છે. ક્યારેક 'ગોદડિયા મા'રાજ' તેની ચાળણી જેવી ગોદડી ઓઢી અહીં 'અડિંગા નાખી' રાતની રાત ટાઢથી થરથરતા, દાંતની કડેડાટી વગાડતા પડી રહે છે. મને એની થોડીક ઉષ્મા મળે છે. હું એ ત્યાગીનું-સારમેયની સાથે એક ઠીબકાંમાં ખાતા પરમહંસનું-અંતર વાંચવા મથું છું. શું એ પણ માનવસમાજથી બળ્યો ઝળ્યો હશે, કે અન્યાયથી ત્રાસેલો હશે ? તેનેય કેટલાય તકસાધુઓ આંકડાઓ પૂછી પૂછી ખૂબ પજવે છે. તેની સાથે હૈયું ખોલી થોડુંક રડી લઉં છું; મને એનું એક આશ્વાસન મળે છે.

મારાં વીતકોની વાત કરું ? મારી ઉપર અનેક છંટકાવ તથા બીજા ડચકારા થાય છે, ત્યારે મારો રૂંધાયેલો આત્મા રણઝણાટી અનુભવે છે. મારી જાગતી આશાથી આનંદ હિલોળે ચડું છું. મારી આસપાસનું વાયુમંડળ રણઝણી ઊઠે છે. મારી સન્મુખ ઉત્પન્ન થતા 'ભોં'કારના, કિંકિણીના, સીટીઓના, ઘોડાના ડાબલાના, ડચ-કારાના, તથા ચેતવણીના વિધવિધ ધ્વનિકોલાહલો હું વિસરી જાઉં છું. છતાંય મારી આશાબીજ અફળ રહે છે. મારી ભાળ લેવા કોઈ સ્વજન, બંધુજન, પરદુઃખભંજન કે ગુણીજન પાસે આવતો નથી. મારું દુઃખ ફેડવા કોઈ ભેરુ તૈયાર નથી; ભર્યાભાદર્યા સંસારમાં કોઈને ક્યાં પરવા છે ? કીડિયારું ઊભરાયું હોય એવડી

ગંજાવર મેદનીમાંથી કોઇ સમભાવી બિરાદર દિલાસો દેવા, આંસુ લૂછવા, કે શાંતિમંત્ર ભણવા આ તરફ ઢૂકતો નથી. મને મૂર્છામાંથી જાગૃતિમાં આણનાર કોઇ ધન્વંતરિ નથી. હું કોઇ અહલ્યા હોત તો શ્રીરામના પદ્મરેણુએ સજીવન થાત; આવી ઇચ્છા થઇ જાય છે. પણ ના ના, હવે મને માનવજીવનની અબળખા નથી રહી. મારી એક તમન્ના છે. મારું કર્તવ્યભાન પોકારી રહ્યું છે કે સ્વાતંત્ર્યની ચણાતી ઇમારતના પુરાતા પાયામાં ધરબાઇને તેને અડીખમ બનાવી શકું તોય બસ

પણ આ વિચાર કરું છું ત્યાં તો કાચના ટુકડાઓ ભ્રમણાઓ જગવતા મારી ઉપર પછડાઇને વાતાવરણમાં શોર ગજવી મૂકે છે. ઓચિંતો હું કાગાનીંદરમાંથી સફાળો જાગી ઊઠીને જોઉં છું કે વ્યર્થ જીવનની હૈયા–બળતરાઓ મને વિના વાંકે પીડે છે. કોઇ દુકાનદાર પ્યાલા રકાબીની કે ચીમનીની કચૂંબરોની વૃષ્ટિ તીવ્ર ભ્રુભંગ સાથે, મારા ઉપર કરે છે, ત્યારે મારા અંતરને આકરો આઘાત લાગે છે. મારી વણકથી વેદના માટે હું કયાં ધા નાખું? તમારા જેવી વાચા કયાં છે? અને પ્રકૃતિના બીજાં તત્ત્વો જેવી મારી ભાષા સમજવા તમને હૈયાઉકલત, વિચારશક્તિ કે જિજ્ઞાસા નથી. 'મારું નથી બળ બન્યો જળ બહાર ગીન' જેવી જ મારી સ્થિતિ છે. આ કરતાં તો મહાસાગરને કાંઠે ખડક બની મોજાંથી ભુક્કો થઇ ગયો હોત તો બહેતર હતું.

પરંતુ પુનઃ એકવાર દર્દ દબાવી સમાધિસ્થ થાઉં છું......
પરંતુ મારો કેડો કોઈ છોડતું નથી. કોણ છે એ? મારી સમાધિમાંથી મને ઢંઢોળનાર કોણ છે? ઉદ્વેગઅંજળી મારી આંખોમાં વિસ્મય વ્યાપી રહે છે. ઓહો! આ સ્ત્રીઓનું મોટું વૃંદ ઊભું છે. પણ એમનાં મોં ઉપર વેદનાની કાલિમા કેમ છવાયેલી છે? મારી

કુમકે આવેલ હશે ? મારું એકાંત ફેડવા, મને લઈ જવા કે દિલાસો દેવા આવેલ હશે ? અરે, એમની આંખોમાં શ્રાવણ-ભાદરવો કાં ? મારી આંખો પણ ભીંજાય છે, ઓહ !

આ વૃંદમાંથી એક યુવતીને મારી પાસે લાવવામાં આવી. આ તે આવી. તેની ચાલમાં થનગનાટ નથી; પગ ધબ ધબ પછડાય છે આંખો સૂજીને લાલ ચણોઠી જેવી થઈ ગઇ છે. શું આ મારા કરતાં અધિક દુઃખિયારી હશે? કંઈ સમજાતું નથી. અરે ! તેના કંઠમાં રુદન રૂંધાઈ ગયું લાગે છે. કશું બોલી શકતી નથી, અરે ! તેની છાતી અકથ્ય રૂંધામણથી ફાટી જતી લાગે છે. આ તો વિચિત્ર કહેવાય. મારું નસીબ જોર કરતું લાગે છે કે જાણે આંધળાને આંખ મળી. મારા પ્રત્યે હમદર્દીની કૂણી લાગણી કોઇને થઈ ખરી; છેવટે મારોય પ્રભુ છે ને !

આજનું પ્રભાત મને સાવ જુદું લાગે છે. મારો આતમપ્રાણ હર્ષનો ચિત્કાર કરી નાચી ઊઠયો. પરંતુ એ યુવતીનું મ્લાન, હતાશ અને શોકગ્રસ્ત મોં જોતાં વેંત મારી સ્મૃતિ આડેની જવનિકા 'ચરડ' કરતી ચિરાઇ ગઇ. મને અંગાંગે અનુકંપાના પ્રકંપ થડકયા. મારો પાષાણ આત્મા પીગળી ગયો; મારું કરુણ હૃદય તેની મહાકરુણામાં ઝાંખું પડી ગયું; તે સ્ત્રી બીજી કોઈ નહિ પણ મારા જૂના આવાસની નવોઢા ગૃહિણી જ હતી. વિધિની કેટલી અવળાઇ ! છતાં વિધિની કેવી બલિહારી ! મારું કૌતુક વધતું ચાલ્યું. વાતનો તાગ કળ્યામાં આવતો ન હતો, તેટલામાં જ એ યુવતીના સુકોમળ કર મારી કઠોર કાયા ઉપર ચંપાયા. કેવા મુલાયમ ! એ જ સુંદર ઘાટિલી અંગુલિઓ ! એજ ઉષ્માભરી હથેલી ! કેવા અગાધ સ્નેહનું ઝરણું તેમાં વહેતું હતું ?

પરંતુ ત્યાં તો મારા દેહ ઉપર તેના કરકંકણના ખણકાર રણકી ઊઠયા અને મારા ફરતી તેની કંગનોની કરચો વેરણછેરણ

થઇ પડી. તે જ વખતે મારા અંતરને પ્રલયઆંચકો લાગ્યો એ યુવતીના રુદનસ્વર ગાજી ઊઠયા ને મારો રહ્યો સહ્યો કૌતુકકેફ ઓસરી ગયો. પરલોકને પંથે સિધાવેલા તેના પતિની પાછળ આટલા સંભારણાના અવશેષો જાણે તે પાઠવતી હોય, પાથેય બાંધતી હોય, અને સૌભાગ્યનું એનું ચિહ્ન એને સુપ્રત કરતી હોય, એમ મને લાગ્યું. શું એ જીવનપવિત્રતાની બાંહેધરી હશે? યા જીવનના ભોગવિલાસો તજવાની પ્રતિજ્ઞા હશે? કે એકનિષ્ઠાનો શપથવિધિ હશે? કે અટલ પ્રેમની એકલ એંધાણી હશે?

બસ! બસ! બહુ થયું! એ યુગલ મારી પાછળ થોડા જ વખતમાં ખંડિત થયું? મારા દિલમાંથી એક તીણી આહ નીકળી ગઇ.

પરંતુ એટલા માટે, એ કંકણને 'વધેરવા' કાજે મારા દેહને વેદી શા માટે બનાવ્યો? એ બલિદાનનો હું સાક્ષી થાઉં એ માટે? કે મારું જીવન સાર્થક કરવા? કે મારા જેવું એકલવાયું ત્યાગી જીવન તે યુવતી જીવવાની, એમ સૂચવવા? મને મારું દુઃખ કેવળ નહિવત્ લાગ્યું. આ સૃષ્ટિમાં મારા સરખાં અનેક પીડિતો હશે, એનો હવે મને પૂરો ખ્યાલ આવે છે. અવશ્ય મારે મારું કર્તવ્યપાલન યથાયોગ્ય કરવું જોઇએ. આ કરકંકણનું છેવટનું એકલ સંભારણું મારે યોગ્યસ્થાને પહોંચતું કરવું જોઇએ. મને લાગે છે કે આ કાર્ય હું પરિપૂર્ણ કરું તો જ મારા દિલને કરાર વળશે, જંપ વળશે અને શાંતિસુખ સાંપડશે. પછી હું સનાતન ગાઢ નિદ્રામાં પોઢી જઇશ.

# સુખલાલનો એકરાર

"કમળાબેન, હું ભાતભાતની રંગબેરંગી સાડીઓ લાવ્યો છું, સારાં કુટુંબોમાં એની ખપત ઠીક ઠીક છે પછી તમને બતાવીશ." ભરવાડણ પાસેથી દૂધ લેતી કમળાને વાણીની છટાથી પણ મુગ્ધ ભાવે સુખલાલે કહ્યું.

"તમે......! તમે કાપડીઆ છો ?" કમળાની વાણીમાં સ્ત્રી સુલભ સંકોચ હતો. અવાજમાં પ્રકંપ હતો; છતાં જવાબ આપવો જોઈએ, એમ માની તે બોલી.

"હા, હું કાપડની ફેરી કરું છું. તમને જોઈને મને લાગ્યું કે તમારા ઘરનું આ કાપડ છે. બાકી આ લત્તો તો દમ વિનાનો છે." સુખલાલની વાચાળતાએ તાંતણો ચલાવ્યો. તેની વાણીમાં ભારોભાર મોહિની હતી.

"તમારી પાસે મઝલીન વોયલ જ્યોર્જેટની સાડીઓ છે ?" સામાનું નિષ્પાપ નિર્વિકારી હૃદય જોતાં કમળાની અકળામણ દૂર થઈ અને તેના કંઠમાં સૂર સળવળ્યો ખરો.

"હા, બેન, સઘળુંય છે, અમદાવાદી ગાળા, જીંટણાની સાડી, બનારસી શેલાં, એવું ઘણુંય છે. લ્યો, હું બતાવું ?"

"ના, ના, અત્યારે ઉતાવળ નથી. પછી વાત." વાતના દોરને અધવચ્ચ કાપી નાખી કમળા દૂધનું ભરેલું વાસણ લઈ ઘરમાં ગઈ.

સુખલાલ કાપડની ફેરી કરતો હતો. કાપડના જથ્થાબંધ મથકેથી ખરીદી કરી રોજ સવાર-સાંજ આખા શહેરમાં લહેકાદાર બૂમો પાડતો નીકળી પડતો; પરંતુ માલદાર થવાના તેનાં સ્વપ્નાં

સિદ્ધ થયાં નહિ રોજની 'ફેન્સી કાપડ'ની ઝૂમો, ખભે કાપડનું પોટલું અને હાથમાં ગજકાતર આ એનો દેદાર: સાંજે ઘેર આવે ત્યારે સહેજે પાંચ સાત ગાઉનો ટપ્પો કરી પગ લથડિયાં લેતા. છતાં ગરથ ગાંઠે કરતાં તો જન્મારો વીતી જાય એમ તેને શંકા લાગી હતી. ધનપતિઓની આલીશાન વાટિકાઓ પાસેથી તે પસાર થતો ત્યારે તેનાં વિષાદમય હૈયામાંથી એકાદ આર્તપૂર્ણ નિસાસો સરી પડતો,–જેમ કોઇ દસ્સાદાર સુંદરી રસ્તા પરથી પસાર થતાં, કોઈ ઉલ્લુના હૈયામાંથી......! હવે કદાચ મીઠી આકર્ષક વાણી તેના કંઠમાંથી ઓસરી જાત. પરંતુ તેણે ચકાવાનો પંથ વિસ્તાર્યો હતો.

સુખલાલના જીવનમાં ઊણપ હતી તેને જીવનસહચરી સાંપડી ન હતી. સાંપડવા ટાણું જ આવ્યું ન હતું. ભારે એવી રકમ બદલામાં આપવાની હોઈ તે કાઢે કઈ ધાડયથી ! ફેરીની ફરંટી લંબાવવામાં તેનો આ પણ એક ઉદ્દેશ હતો રસ્તામાં તેને કન્યા, નવોઢા, પ્રૌઢા, સૌ સાથે પનારા પડયા હતા. પોતાને કેવી સ્ત્રી પસંદ પડે એનો નિર્ણય તેણે મન–શું–મન કરી નાખ્યો હતો. ખરું કહીએ તો તે સ્ત્રીના સૌંદર્યનો વિવેચક બની ગયો હતો, કારણ કે તે અનેક સુંદરીઓના પરિચયમાં આવ્યો હતો અને રૂપગર્વિતાઓની તેણે બે મોઢે ખુશામતની ફૂલખરણીઓ ખેરવેલી. આમ દરેકને રીઝવી સંતોષ આપવાની કળા તેને વરી ચૂકી હતી.

છતાં તેની પૂંજીમાં કે તેના વેચાણમાં મુદ્દલે 'સુધારો' થયો ન હતો, એમ તે કહેતો. પરંતુ પોતાના ઘરની સામેના બારણે અચાનક વહેલી સવારે દૂધવાળીનો સાદ સંભળાયો અને સુખલાલને બારણું ઉઘાડવાનું બન્યું, ત્યારે તેને ખબર પડી કે ત્યાં કોઈ રહેવા આવ્યું છે. તે વખતે સુખલાલની પહેલી નજર દૂધ લેનારી તરુણી ઉપર પડી ને તેણે આંખનું પોપચું બીડી દૃષ્ટિ ફેરવી લીધી. સ્ત્રીઓના સહવાસમાં આવેલા સુખલાલનાં અંગાંગમાં એક આછી

ઝણઝણાટી ઊપજી, પરંતુ તેણે મનને કામમાં પરોવી લીધું.

તે સાંજે સુખલાલ શહેરમાંથી પાછો ફર્યો ત્યારે તેના ચહેરા ઉપર અદશ્ય ઉલ્લાસના તરંગો ઊછળી રહ્યા હતા. તેના નશીબનું દ્વાર ઊઘડી ગયું તેને લાગ્યું. આજ સુધી નહિ જોયેલ, નહિ કલ્પેલ એટલો વકરો તેના ખીસામાં ઠાંસોઠાંસ હતો. એક ધનિકની નવવધૂએ તેને તરબતર ખટવ્યો હતો.

હંમેશાં સામે બારણે દૂધવાળીનો સાદ પડે ત્યાં સુખલાલની આંખ ઊઘડી જતી, અને હવે તેણે પોતાના કાર્યક્રમમાં એક વધારો કર્યો. તેણે પેલી જ દૂધવાળી પાસેથી દૂધ લેવાનું શરૂ કર્યું.

બનવાજોગ છે કે દૂધ લેતાં કમળા સાથે સુખલાલને વાત વહેવાર રહે, પરંતુ 'પ્રથમગ્રાસે' કમળાએ 'પછી વાત'ના ઉડાઉ જવાબથી તેના ઉત્સાહ ઉપર ઠંડા પાણીની ઝાલક મારી હતી. જો કે તે નિરાશાવાદી ન હતો.

રોજ સૂર્યોદયે સુખલાલ અવનવા કાપડના વખાણ કરતો. કોઈવાર બેનમૂન સાડીઓની પ્રશસ્તિ કરતો. કોઈ દિન 'કટપીસ'ના ગુણગાન કરતો. ખરી વાત એમ હતી કે શહેરમાં લોકો તેની પાસેથી ઝાઝેરો માલ ખરીદવા લાગ્યા હતા. ને તેના ઉત્સાહની શગ ચડતી જતી હતી.

પાડોશીઓ સુખલાલને જાણતા હતા. તેને માટે કોઈને બે મત ન હતો. મૂંગે મોંએ અને નીચી નજરે તે આવતો જતો, કારણ કે આ લત્તામાં તેનો બુલંદ સ્વર સંભળાતો ન હતો.

ગામમાં તેની સારી શાખ હતી. બૈરાંઓ તેને 'સારું માણસ' કહેતા. કમળાએ સુખલાલ સંબંધી પૂછપરછ કરી લીધી. નવા આવેતુ આવતા, આસપાસના લોકો તેના વિષે ઝીણી મોટી માહિતી મેળવી લે છે—ને બૈરાંઓ તો ખાસ. એક દિવસે એકઠાં થયેલાં બૈરાંઓ આગળ કમળાએ વાત છેડી: "સુખલાલ ફેરિયો એકલો રહે છે ?"

"એ તો તમારા ધણી પૈસાદાર તે તમે આવ્યા, પણ એ બિચારો ક્યાંથી લાવે ?" એક આખાબોલી સ્ત્રીએ જાણે કે જૂની ઓળખાણ હોય એવી ઢબથી જવાબ વાળ્યો.

"આ તો હું સહેજ પૂછું છું." કહેતાં કમળા શરમીંદી બની ગઇ.

એક બીજી સ્ત્રીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું: "કમળા બેન, મને તો એમ કે તમે તેને ઠીક ઓળખતાં હશો રોજ સવારે તમારો ને તેનો બોલાશ સંભળાય છે."

"ઓહો! એ તો મને સાડીઓ બતાવવાનું તેણે કહેલું એટલે તમને પૂછું છું ને!"

"માણસ તો સારું છે પણ બા, હમણાં હમણાં છીભાળવો થતો જાય છે કેમ નહિ, પ્રેમકુંવર?" ઉત્તરમાં પ્રેમકુંવરે માથું સૂચકતાથી હલાવ્યું.

"પણ મારું કહેવાનું છે, પ્રેમકુંવર, કે આવો જુવાનજોધ આદમી પાડોશમાં રહે તે સારું નહિ. ન કરે નારાયણ ને તેની મતિ બગડી તો? એનાં કરતાં પરનાતીલી કે ગમે તે ઘરમાં આણે તો સારું."

પુરાણકાળથી શ્વાન, યુવાન. ને મધવાનને એક જ સૂત્રે ગૂંથવામાં આવ્યા છે! ત્રણેય અવિશ્વાસપાત્ર! અને એમાં સુખલાલ જેવો સુડોળ બાંધાનો વાક્પટુ અપરિણીત નવયુવાન!

"તે તમ-તમારે લેજો ને બેધડક, કમળાબેન, લેવું હોય તે. ઝાઝી લપ્પનછપ્પન ના કરવી." પ્રેમકુંવરે શિખામણનો બોધપાઠ ભણાવ્યો.

વળતા દિવસે કમળાએ સુખલાલના અત્યાગ્રહને વશ થઇ થોડી સાડીઓ ખરીદી. સુખલાલનું દૈન્યું અહીં જ સુધરી ગયું. પણ માણસના મનોરથની કંઈ અવધિ હોય છે!

શહેરમાં સુખલાલના કાપડનો ઉપાડ બેસુમાર થવા લાગ્યો. એક અઠ્વાડિયા પહેલાં જે માંડ પેટપૂરતું કમાઇ શકતો તેની કમાણી હવે બેહદ વધી પડી.

સુખલાલનો ભાગ્યસિતારો ચમકવા લાગ્યો.

કમળાને કાપડ આપ્યાને વળતે દિવસે સવારે તેની સાથે શું વાત કરવી એની મૂંઝવણ સુખલાલને થઈ. જે ખરીદવું હતું તે તો કમળાએ ખરીદી લીધું હતું.

'કેમ ? શું ચાલે છે ? મારા ભાઇ શું કરે છે ? કંઈ કામ હોય તો કહેજો' ઇત્યાદિ બોલવાનો તેને અભ્યાસ ન હતો. તેનું ધ્યેય એક હતું, ને તેની પરિપૂર્ણતામાં તે જીવન વીતાવતો હતો. કમળાના આગમને તેનામાં જાદુઇ ફેરફાર કર્યો હતો. કમળા સાથે બોલવું તેને રુચિકર લાગતું હતું. જો કે તે તેનું કારણ સમજી શકયો નહિ.

એટલે જ સુખલાલે સવારમાં એની એ પારાયણ ચાલુ રાખી.

'કમળાબેન, આજે આ લાવ્યો છું, ને તે આણ્યું છે.' વગેરે વગેરે. પરંતુ કમળાએ પ્રેમકુંવરની વાત સાથે અંકોડો સાંધ્યો. કમળા તો નિઃશબ્દ અને નિરુત્તર રહી દૂધ લઇ ઘરમાં જતી રહેતી.

"અલી કમળા, આ તો સુખલાલને માયા......"

"કેમ ચંચળ બ્હેન, એવું શું બોલો છો ?" કહી કમળાએ નાકનું ટિચકું ચડાવ્યું. તેના અંતરમાં આટલા અધૂરા વેણેય આઘાત લાગ્યો.

"કેમ શું ? એમ ! સવારમાં કેવી વાતો કરો છો, એ કોઇ સાંભળતું નહિ હોય ?"

જો કે સુખલાલની વાચાળતાથી તે બિનવાકેફ ન હતો, છતાં સુખલાલની નિખાલસતાએ તેને સાવ બેફિકર બનાવ્યો હતો.

એ ત્રણ અઠવાડિયાં વીતી ગયાં; પણ ચોળાચોળ વધતી જતી હતી. રોજ વાત અવનવીન વેશ સજતી જતી હતી; અને એ સ્વરૂપચર્ચાની ચોવટ બૈરાંને ચોરે છડેચોક થતી.

કમળાએ ચોરો છાંડયો તેમતેમ વાત નક્કર રૂપ પકડતી લાગી. પરંતુ ધીમેધીમે હૂમલો હવે સુખલાલ ઉપર આવવા લાગ્યો. જો કે કમળા તેના બીજમાં હતી. જાણે કમળાએ તેને ભૂરકી નાખી હતી સવારમાં દાતણપાણી કર્યાં પહેલાં કમળાના ઘર ફરતું એક ચક્કર સુખલાલ લગાવી દેતો અને એ હકીકત બે સત્યવાદી વિશ્વાસુ પાડોશણોએ સ્વમુખે કહી. સુખલાલ કદીક ઉઘાડી બારીએથી કમળાના ઘરમાં દૃષ્ટિપાત કરતો, તો કોઈવાર ઉઘાડા બારણા પાસે થઈ અંદર ડોકિયું કરી લેતો. એક દિવસે તો પ્રેમકુંવરે તેને જાતે બારણું ખોલતાં જોયેલો, એમ તે સોગંદપૂર્વક કહેતી હતી. કેટલીક વાર તો સુખલાલ બારણું ઉઘાડવાની કાગડોળે રાહ જોતો. ખાસ કરીને સૌને એક નવાઇ તો લાગી જ કે કદી પણ ઓટલે બેસી દાતણ ન કરનાર સુખલાલ હવે ઘણા સમય સુધી દાતણ કરતો ઓટલે બેસી રહેતો.

પાડોશીઓને થયું કે સુખલાલ લટ્ટુ થયો છે. તેનું મન વિહ્વળતા અનુભવતું. હરણ-શા ભયભીત નયને, આસપાસ કોઇ જોતું નથી, એની ખાત્રી કરી લઇ બારીબારણેથી તે ડોકાઇ જોતો અને પાછાં ફરતાં તેનો ચહેરો પ્રફુલ્લતાથી મહોરી ઊઠતો. તેમને એમ પણ લાગ્યું કે સુખલાલ છૂપી મંત્રણા કરતો હશે, કે ગુપ્ત સંદેશા આપતો હશે કે કંઇ નેત્રપલ્લવીથી આનંદ મેળવતો હશે.

અફવાઓનો અચ્છો ફેલાવ ઝટ થાય છે.

એક દિવસે પોતાની નિંદા સુખલાલે છાની રીતે સાંભળી. તે

પામી ગયો. હરિવદનના કાન સુધી તે વિષ પહોંચી ગયું છે એમ પણ તેણે જાણ્યું. પરંતુ અશ્રધ્ધાના રૂહને તેણે મનમાં જ ડાંભી દીધું: 'લોકો ગમાર, દોંગા ને ઈર્ષાળુ છે', એમ વિચાર્યું.

હરિવદન લોકનિંદાને રામના સમય સુધીની જૂની પુરાણી ગણતો. છતાં ફિટકાર જ્યારે પોતાના ઉપર વરસવા લાગ્યો, ત્યારે તેણે કમળા ઉપર જાપ્તો રાખ્યો, પરંતુ તેને કોઈપણ શંકાસ્પદ વાતનો તાંતણો મળ્યો નહિ. તેણે વિચાર્યું: લોકોના વહેમનું કાંઈ ઓસડ છે? અને એમનું મોં પણ કંઈ કાયદાની બારીકીથી બંધ કરી શકાય?

અવઢોળાટની ચિંતાએ કમળાના મનનો કબજો લીધો. તેનું શરીરસ્વાસ્થ્ય સરી પડયું. મકાન ખાલી કરી જવા મનસૂબો કર્યો કે આ ધૂંધવાતો પ્રશ્ન શમી જાય, પરંતુ કમળાને એક વાત સમજાતી ન હતી કે સુખલાલને આવું પાગલપણું અને આવી મૂર્ખાઈ કેમ સૂઝયાં હશે? કદાચ એમાં સુખલાલની નીચતા પણ હોય! ક્વચિત્ ક્વચિત્ તો કમળાએ તેને બારીબારણાની ફાડમાંથી દૃષ્ટિ કરતો જોયો હતો. પરંતુ એ તો પુરુષ સહજ એક ભૂખાળવી વૃત્તિ છે ને! તીવ્ર નજરથી તાકીને સ્ત્રીનું મોં જોવું એ પુરુષ-સ્વભાવનો જાણે મુદ્રાલેખ ન હોય!

કમળાને તાવ આવ્યો. અઠવાડિયા સુધી તે પથારીવશ રહી. સુખલાલની ધૂનથી તે સહી શકાયું નહિ. તે બેચેન બન્યો. આવા સંયોગોમાં કમળાના ઘરમાં જવું એટલે આબરૂનું રહ્યું સહ્યું નિકંદન નોતરવા જેવું હતું. તેણે બારીબારણાં તપાસી જોયાં. પણ ક્યાંય કમળાનું મુખારવિંદ દેખાયું નહિ. રઘવાટમાં સુખલાલે દિવસો પસાર કર્યા પણ તેના ઉત્સાહમાં ઓટ આવી. આવક કમતી થઈ. તેના દિવસો બગડતા જતા હતા

આખરે મર્યાદા છાંડી હિંમતપૂર્વક તે કમળાના ઘરમાં ગયો. તબિયત પૂછવાને બહાને તેણે ધીરે સાદે પૂછ્યું, "કેમ છે આજે, કમળાબેન?" નિદ્રાધીન તરુણીને જોતાં તે પાછો ફર્યો એ જ સમયે

બાજુના ઓરડામાંથી હરિવદને તેને પડકાર કર્યો ને પકડયો. હોહા થતાં લોકો એકઠાં થયાં. "જોયુંને! લુચ્ચાનો જ સરદાર કે બીજું કંઈ? બદમાશ!"

"એ તો અમે કેદા'ડાના જાણતાં હતાં!"

"થયુંને સૌને નજરોનજર સાબીત?"

"વાત સો ટકા સાચી." વગેરે ઉદ્‌ગારો આવ્યા. પોલીસમાં સોંપવા સુધી વાત પહોંચી ત્યારે સુખલાલે એપાંચ ડાહ્યાઓની કને ખુલ્લે દિલે એકરાર કર્યો, "આમાં મારો કશો ખરાબ ઇરાદો ન હતો."

"ના, ના. બહુ પવિત્ર ને સારો ઇરાદો હતો, ત્યારે?" એક જણે ગરમ થઇ પૂછ્યું.

"માફ કરો. મારા મનમાં કશું પાપ નથી."

"તું તો પુણ્યશાળી આદમી છો ને!"

"હા, હા. ચોક્કસ."

"તો એના ઘરમાં કેમ ગયો હતો?"

"ફકત એના મોંનું દર્શન કરવા જ."

"વાહ મોટો ભગત! તે અત્યાર સુધી મોઢું જ જોતો હતો, કેમ?"

"અલબત્ત, એમના રહેવા આવ્યા પછીથી મારું નશીબ ઉઘડી ગયું હતું. મારો વેપાર ધમધોકાર ચાલતો. પહેલા તો મને લાગ્યું કે એમના આવવાથી જ આમ બન્યું છે, પરંતુ પછી સમજાયું કે એમના મોંનું દર્શન થતાં મને સારાં શુકન સાંપડતાં અને ખરેખર એમના મોંના દર્શન વગર મારો દહાડો બગડતો. આ આખી વાત ગણો કે ગુનો ગણો કે ગમે તે ગણો."

આમ કહેતાં તેની આંખે આંસુઓ ઉભરાયાં. છેવટે આ ખુલ્લા હૃદયનો એકરાર પંચે કબૂલ રાખ્યો.

# રંધોળીના પૂલ ઉપર

આ વેજીમાં રખડપટ્ટી વારંવાર થવાથી હું કાયર થઇ ગયેલો, છતાં નિત્યનૂતન અનુભવોની જે વાનગી ચાખવા મળતી તેથી હૈયે ધરપત રહેતી. એકવાર આવા જ એક નાના સ્ટેશને મારે જવાનું બન્યું. સાથે થોડોક સરસામાન લઇ જતો અને સ્ટેશન ઓફિસની પડખેની કોઇ અંધારી ઓરડીમાં ચૂલા ઉપર રાંધી કાચુંપાકું જમી લેતો. આ 'માથે પડી વિશ્વદેવા'થી મને રાંધવાની કળા થોડીક હસ્તગત થઇ ગયેલી. નૂહિ તો ન છૂટકે એકાદશી ખેંચવી પડે !

દિવસના ભાગે આવતી જતી રેલગાડીઓ ગયા પછી એક સાંજે પાટા પાસે ખુરસી નાખીને હવા ખાતો વાતો સાંભળતો હતો ત્યાં એક બળદગાડું આવી ચડયું ને તેમાંથી ખોડંક ઘસડતા એક આદમીને ઊતરતો મેં જોયો તે કેડયભાંગલો હતો. પરબની કોઠી પાસે જઇ પાણી પીને થોડીવાર તે શાંતિથી બેઠો. સ્ટેશનના સાંધાવાળાએ કહ્યું, 'આ આદમીના કાકાનો આજથી બે વરસ અગાઉ રંધોળીએ ભોગ લીધેલો.' મને કૌતુક થયું કે કેવી રીતે ભોગ લીધો હશે ? પેલા કેડયભાંગલાને મેં ઇશારો કરી પાસે બોલાવ્યો. તે હતો તો જુવાન જ. મોં ઉપર તેજ હતું. મને તેણે આવતાં જ 'રામ રામ' કર્યા. તેની નમ્રતા, ભક્તિભાવ ને સૌજન્ય સૂચક હતાં, એ કળાઇ આવ્યું.

મેં પૂછ્યું, 'ક્યાં રે'વાં, પટેલ ?'

તેણે જવાબ આપ્યો, 'રેવાં તો વાવડી.'

'સત્સંગી લાગો છો ?' મેં ઓચિંતો પ્રશ્ન કર્યો.

'છે તો ખરાં. પણ તમે કેમ કરી કળી ગયા ?'

'દેખાવેથી. હં, પટેલ, તમે ગઢડું તો જોયું હશે ?'

'ઘણીવાર જાત્રા કરી છે પણ ઈ છેલ્લી જાત્રાએ આ કેડયના મંકોડા ભાંગી નાખ્યા.'

'લગ્ન અને નાતવરા કેડય ભાંગી નાખે. પણ કંઇ જાત્રા ભાંગી નાખે ?'

'શીજી (શ્રીજી) નો દોષ નથી ગણતો. મારાં પાપ જ ફૂટયાં હશે.'

'કેમ એમ બોલો છો ?'

'શું કઉં, બાપા ? ઇ વળતી જાત્રામાં મારા કાકાનો ભોગ રંઘોળીએ લીધો ને મારું ઢીંઢું ભાગી નાખ્યું.'

હવે મને સાંભર્યું: રંઘોળી નદીના પૂલ ઉપર બે વર્ષ ઉપર ફાસ્ટ ટ્રેને એક કણબીનો જીવ લીધો હતો. એ બિના દિલ થડકાવનારી હતી પણ રેલ્વેમાં એ જુદે સ્વરૂપે રજૂ થયેલી એમ મેં સાંભળેલું. કારણ કે આવા તો કંઇક બનાવો રેલ્વેમાં છાશવારે બનતા તે જુદી દૃષ્ટિએ ચર્ચાતા અને નિરૂપાતા. અહીં મને એ ઘટનાની સત્યકથા જાણવા મળશે, એમ આશા બંધાઈ.

×

સગી સાંજનાં રહ્યાં સહ્યાં અજવાળાં ઓસરતાં હતાં. અંધારું ઘેરાતું હતું. પ્રકાશની ગેરહાજરીનો લાભ લઇ અંધારાંની ફોજ જગત-ચોકમાં ઊતરતી હતી. એ કાળે બે આદમી રેલગાડીની સડકે ગઢડેથી યાત્રા કરી શ્રીહરિના દર્શન પામી આનંદમગ્ન થઇ સ્વામીનારાયણ ભગવાનનું નામ રટતા ચાલ્યા જતા હતા. એક હતો જુવાન ભત્રીજો ફૂલો; બીજો હતો વૃદ્ધ કાકો જીવો. રસ્તામાં રેલગાડીની અંધાધૂંધીના બખાળા કાઢયે જતા હતા. 'ફૂલા, પે'લાં તો ઠ્ઠ ભાવનગર સુધી સાંજની 'ક્લાસ' જતી' તી, પણ હમણાં

વરસ-છ માસથી બંધ થઇ છે, તે આ ટેશન લગી પગ ઢસરડતાં જવું પડે છે.'

'તે કાકા, કોક વાર પગઢસરડાય કરવા પડે. ક્યાં આપણે ગામ ને ખેતરે નથી કરતા ?'

'હા ગઢપણના પગઢરડા જ કરવા રયા ને! પણ આ તો અજાણી ભોમકા છે. રાખ્ખહી માયાવી મારગ છે. આ કરતાં વગડાઉં ઢેફાળો રસ્તો સારો. અહીં તો રેઢિયાળ પાટા અળખામણા લાગે છે.'

'હવે ઠાલા કવેણ બોલો મા. હમણાં વાવડી ઢાળો કેડો પાટાને આંતરતો દેખા દેશે ત્યાંથી ફંટાઇ ગામભણી વળશું.'

'પણ ફૂલા, ઈ ફાસ ઘોળે અટકી, એના કરતાં પરબારી ભાવનગર ગઇ હોત તો મારા રોખા આંધળાલૂલા ઘરડાને ઓછી હાલાકી થાત. હે શીજી બાપા !'

'પણ સોપો પડતાં પે'લાં તો વાવડી ભેળાં થઇ જશું. જુઓ, પણે દીવો ઝબકે ઇ આપણા ગામશેઠની મેડીનો છે'

'માળું, શેઠ હમણાંકુ ઝબકદીવડો વે'લા કરતા લાગે છે.'

'ને કાકા, રંઘોળી ઊતરી ગયા પે'લાં અંધારું ઘેરાશે નહિ. જુઓ, ઓલીપા નાળું વરતાય.' ફૂલાએ આંગળી ચીંધી ત્યાં કાકાએ મીટ માંડીને કહ્યું 'મને તો, ગગા, બધું કાળું ધબ લાગે છે. હવે આંખ્યોનું તેજ ગયું. શીજી! શીજી! પણ વિચાર તો કર્ય : આપણે ખેતરે આપણા વિના તો હમચી ખુંદાણી હશે.'

'તમ તમારે, કાકા, હિલોળા કરો. ભગવાન લાજ રાખે. એનાં દર્શને ગયા હતા, કે કંઇ વાત ?'

'હા, ગગા. મને તો માળું ગઈ રાતે સૂતાં સૂતાં કંઇ સોણું આવ્યું હતું ! શું એનો આનંદ !'

'ઈ કહો તો ખરા, કાકા.'

'સાંભળ, સોણમાં જાણે માણકીએ ચડી મહારાજ પોતે આવ્યા ને મને કહે, 'ભગત, સાબદો થા' હું તો પગમાં ઢળી ગયો. મહારાજ તો મટકુંય મારતા ન હતા. મેં કીધું, 'મહારાજ, કરુણા ઘણી કરી ધામ દેખાડો !' એટલું બોલતાંમાં મેં હાથ જોડયા ને મહારાજે ધોંડી મારી મૂકી. તરત મારી આંખ ઊઘડી ગઇ. માળું, મહારાજને અને મારે છેટું પડી ગયું, હોં કે !'

'હવે રાખો, કાકા, એમ ઝટ ધામમાં જવાની ઉતાવળ કરો મા.'

'ના ના, ગગા, હવે જવા જેવું છે. આહીં કરતાં ત્યાં એન સુખ છે. એઘડી મહારાજના દર્શનમાં જ બસ અનંત સુખ ભાળ્યું. ઇ શબ્દથી વર્ણવ્યું જાય એમ નથી. અને ગગા, આજે તું સવારે મને પૂછ્યા કરતો હતો કે કૂવામાં શું નીરખી રહ્યા છો? પણ હું ત્યારે જોવાના તાનમાં ભાન ભૂલ્યો હતો.'

'કૂવામાં શું ભાળ્યુ., કાકા?'

'મહારાજ ખુદ, અક્ષરધામમાં સભા મધ્યે વિરાજમાન હતા. ખોળામાં ગીગલાને તેડીને માથે હાથ રાખી વહાલ કરતા હતા.'

ગીગલો તે જીવાનો એકનો એક પુત્ર હતો ને તે પોરની સાલમાં ધામમાં ગયો હતો એના વિશે જીવાએ વાત કરી.

'ગીગલો તો રાજીના રેડ દેખાતો હતો. હાઉં, ગગા, આપણે ગઢડે જઈ આવ્યા. ગીગલાની મનકામના હતી, સાધુસંતોને રસોઇ જમાડી રાજી કરવાની. એ પૂરણ થઈ. મને તો ગીગલાને તથા મહારાજને એકાકાર જોઇ મન થઇ આવ્યું કે ઠેકીને પડું કૂવામાં. પણ હરામી આ જીવ ન હાલ્યો. હવે તો મહારાજ જાતે આવી તેડી જશે તો જ જવાશે.'

'બહુ સારું કર્યું', કાકા, મહીં ન પડયા તે. નહિ તો મારે હાથે હાથકડીયું પડત. લોકોને વે'મ જાત કે નક્કી કાકાને ધક્કો મારી પાડયો હશે. શી હરિ ! શી હરિ !'

એવામાં પૂલ આવ્યો. પંદર વીશ થાંભલાનો કાળો ડીબાણ પૂલ આઘેથી અંધારામાં હેબત ખવરાવે એવો લાગતો હતો. અંધારામાં નીચે નદીમાં નજર પહોંચતી ન હતી નાળાના શરૂઆતના થોડા 'સલેપાટ' ખુલ્લા હતા અને ફક્ત વચ્ચે જ પતરાં જડેલાં હતાં. ખુલ્લા સલેપાટની વચ્ચે સોંસરવી ખાલી જગ્યા હતી.

'મારો હાથ ઝાલો, કાકા, ધીમેથી ચડી જાઓ પૂલ ઉપર.'

'હળવે હાલજે, ગગા. અહીંથી પડયો હોઉં તો મારું એકે હાડકું સાજું ન રહે.'

'સ્વામીનારાયણ, સ્વામીનારાયણ કરો; જુઓ, હવે તો પતરાં આવી ગયાં, હવે વાંધો નથી ' અને કાકા ભત્રીજાના પગના ધમકારા પતરાં ઉપર પડી ગાજતા હતા. એનો પડઘો 'પડપડ' એવો આવતો હતો. નીચે નીર વહી રહ્યાં હતાં. કાકો ભત્રીજો એક દૃષ્ટિએ પાણી તરફ જોયા વિના ચાલ્યા જતા હતા. રખે ને ચક્કરી આવે ને ગડથોલું ખવરાવી દે ! નદીનો પટ વિશાળ હતો અને ત્રણ ચાર મિનિટ તો સહેજે એને પાર કરતાં થાય જ. અંધારાને ભેદી તારાઓ પ્રકાશ આપવા મથતા આગિયા જેવા લાગતા હતા. નાળા ઉપર અડધેરાક આઘા ગયા હશે ત્યાં વૃદ્ધના કાનની સરવાણિયું પાછળ મંડાઇ.

'ગગા, કંઇક સંભળાય છે વેમાનની વરૈરાટી રોખું.'

ફૂલાએ કાનોટી પાછી ફરીને માંડી. તેણે અવાજ પારખ્યો તેનાં મોતિયાં મરી ગયાંઃ 'કાકા, ગાડી આવતી લાગે છે !'

'હેં ! પણ અટાણે ક્યાંથી ફૂટી નીકળી ?' એમ કહી જીવાએ ડોક પાછી મરડી જોયું.

'ક્યાંય દીવો તો કળાતો નથી. એમ આંધળી ગાડી હશે ?'

'હોય તો નહિ. પણ કળજુગ છે. જરા ચોંપ રાખી ચાલો. હમણાં પૂલ વળોટી જઇએ. થોડો જ બાકી છે.'

એ જ વખતે ફાસ્ટટ્રેન રંઘોળીના પૂલ ઉપર આવી. ન વાગી એકે સિસોટી, ન દેખાયો એકે દીવો. ભખડાટ કરતી ગાડી તો ક્ષણેકમાં પૂલ ઓળંગી ગઇ.

પૂલ વટીને સહેજ આગળ જતાં એંજીન ડ્રાઇવરે પૈડામાં કંઈક ખટાકાનો અવાજ સાંભળ્યો. તેણે ગાડી થંભાવી, તપાસ કરી. પૈડામાં લોહી ને માંસના લોચા ચોંટેલા જોતાં તેનું કાળજું કાંપવા લાગ્યું–જો કે તે જાતે માંસાહારી હતો. તેણે ફાયરમેનને હાથબત્તી સળગાવવા કહ્યું ને એકે સિસોટી વગાડયા વગર પૂર-ઝડપે એંજીન હાંકયે રાખવા બદ્દલ ઠપકો આપ્યો.

આખી ગાડી ખાલીખમ હતી. છેવાડેથી ગાર્ડે ઊતરીને મદદ કરી. થોડે દૂર એક લાશ ચૂંથાઇ ગયેલી પડી હતી. એનાથી દૂર નદીના ઊંડાણમાંથી કરુણ અવાજ આવતો હતો.

'એ કાકા ! મરી ગ્યા !' એ સાદ ફૂલાનો હતો, ને જીવાના રામ રમી ગયા હતાઃ ખરેખર તે ધામમાં પહોંચી ગયો હતો.

×

'પૂલના છેવાડે પતરાં ન હતાં. તેમાં ગરીને મારા કાકાનો પગ સલવાઇ ગયો જોઈ મેં તો સીધો નદીમાં ધબાકો જ માર્યો. આમ મારી કેડય તૂટી ગઇ પણ જીવ બચી ગ્યો. ને પછી મારા કાકાના દેહને ઘર ભેળો કર્યો એ પહેલાં તો કંઇક વિધિ થઇ ગયો. પણ મને એનું ભાનસાન ન હતું. ફૂલાએ વાત પૂરી કરી.

"હાથીના પગલામાં બધાં પગલાં સમાઈ ગયાં. મને લાગે છે, એટલા માટે જ તું આપણી છબિને કબાટના હૈયે શણગારીને રોજરોજ પૂજે છે !"

"અને હૈયાને કબાટેય પૂજું છું," ઉષા હસી રહી.

ચોરીમાં સજોડે પડાવેલો ફોટો ખાસ માગી લઇ ઉષા તેનાં પૂજનઅર્ચન કરતી.

"એનાં તત્ત્વોનું ઊંડાણ શોધવા જતાં શૂન્યતાના કળણમાં ખૂંપી જવાય, એ કરતાં, એને ધાર્મિકતાનો સ્વાંગ આપવો એ અમારા જીવનની કૂંચી છે."

"ફિલસૂફી ન ડોળવી, ન ડોળવી, એમ કહેતી તું એ જ ફિલસૂફી ફેંદી રહી છો !" અનુપમે કહ્યું કે તરત ઉષાના ઓઠ સીવાંઈ ગયા.

માનવજીવન વિરોધાભાસથી ભરેલું છે. દલીલો ન કરવાનો નિર્ણય માણસ કરે છતાં તેનાથી દલીલો થઈ જાય છે. મનની જે દૃઢતા ઉપર મુસ્તાક રહી માનવ હોડમાં ઊતરે છે, તે દૃઢતા જ કેઇ વખતે તેને દગો દે છે. દલીલને ખાતર દલીલ કરનારમાં દૃઢતા નથી, પણ સામાના હૈયાનો તાગ લેવા જતાં દૃઢતાનો ડોળ કરનારા ઘણી વાર પાતાળદેડકાઓ સમા હોય છે.

દલીલવેડાનો છૂપો અણગમો હોવાં છતાં ઉષાને આમ પરાણે વિવાદમાં તણાવું પડતું

દંપતીના આવા પ્રસંગોમાં ભારોભાર વિનોદ અને ટીખળ હોય છે. કવચિત કટાક્ષ અને મર્મ એમાં ડોકિયું કરી જાય છે. પરંતુ નર્મમર્મવાળાં નિર્દોષ અડપલાંઓ એમાં અધિક હોઇને જીવન માણવાની એમની અભિલાષા સંતોષાય છે. અનુપમ-ઉષાનો

સંવાદ ન તો ઉગ્ર થઇ જતો, ન તો તેમાં તીણાં મહેણાંટોણાંઓ પ્રવેશી જતાં, કારણ કે ઉષાની પ્રકૃતિમાં ઘરથી જ કૂણપ હતી. કોઇના વિચારો જ્વલંત અને ન્યાયી લાગે, અને પોતાના વિચારો પંગુ કે પોચા લાગે તો ઉષા દલીલના રણમેદાનમાં પોતાનો પરાજય સ્વમુખે સ્વીકારી લેતી. પોતાનાં મંતવ્યો સાચ્ચાં હોય તોપણ બીજાનાં મનમાં એ ઠસાવવાનું મમત્વ તેણે કેળવ્યું ન હતું; અને ખાસ કરીને અનુપમના અભિપ્રાયોથી આડા ફંટાઈ સામે ટક્કર લેવાની તેને ટેવ ન હતી.

અનુપમ ઉષાનું યુગલ મણિનગરમાં માફકસરનો બંગલો લઇ રહેતું હતું. પિતાની સિફારસથી સાંપડેલી સારી એવી સરકારી નોકરીમાં સુખ-વૈભવ ભોગવતા અનુપમના સહજીવનનો આ પ્રવાહ. ઉદાસિનતાની છાંટથી કે નિસાસાની ઉષ્માથી એમના જીવનની ગુલાબી કદી ફિક્કી બનવા પામી ન હતી.

એક સાંજે ફરવા નીકળેલા આ યુગલને એક બીજા યુગલની મુલાકાત થઈ. અનુપમ સુધીરને દૂરથી જ ઓળખી ગયો બંનેને આશ્ચર્ય થયું. સુધીરની સાથેની યુવતીનું નામ હતું સ્વાતી. અનુપમને પ્રથમ તો લાગ્યું કે તે સુધીરની મિત્ર હશે; પણ કેટલીક વાર એઉ સ્ત્રીપુરૂષ પતિપત્ની છે એમ પહેલી નજરે જ જાણી શકાય છે. અનુપમ એમ જાણી ગયો. પણ તે ચકિત થયા વિના ન રહ્યો. સ્વાતીના પ્રત્યેક હલનચલને વેરાઇ પડતી ચમકે અનુપમને અસ્વસ્થ કર્યો. પણ જાહેરમાં તેણે એ અસ્વસ્થતા ઉપરનો કાબૂ ગુમાવ્યો નહિ.

"ક્યારે આવ્યો, સુધીર ?"

"થોડા દિવસો થયા."

"લગ્ન થઇ ગયાં ? ભલા, તું તો કંકોતરીમાંથીયે ગયો !"

"શું કરું ? અનુપમ, રાત થોડી ને વેષ ઝાઝા."

"એટલે, મૈત્રીનો આવો જ આદર્શ ને ? જીવનસખી મળી એટલે બાળસખાની શી પરવા ?"

"નહિ, એવું કશું નહિ. ઉતાવળમાં કંકોતરી રહી ગઇ. પણ ખરું કહું તો તારો ભભૂતનો ભરોસો નહિ. આજ અહીં હો તો કાલે કયાંય હો."

"એ દિવસો ગયા, સુધીર. હવે તો નોકરીમાં ચિત્ત પરોવવું જોઇએને."

"તો ભાઇ, ચાલને, અત્યારે જ કંકોતરી આપું છું. કાલ સવારે આવજે-મધુવનમાં."

સૂર્ય ક્ષિતિજે ડૂબી ગયો હતો. છવાતા અંધકારમાં તારાઓ આંખમિચામણાં કરી રહ્યા હતા.

અનુપમનો સહાધ્યાયી સુધીર લગ્ન બાદ એ જ ઉપનગરમાં રહેવા આવ્યો હતો અનુપમને સાંજે ફરવાનો શોખ હતો. છતાં કોઇ મિત્રોને ઘેર જવાની આદત ન હતી. સાંજે ફરવા ટાણે ઉષા સિવાય બીજા મિત્રોનાં 'લફરાં' લેવાનો તેને છેક કંટાળો હતો. તેની મિત્રની વ્યાખ્યા નિરાળી હતી; મિત્ર તો જિન્દગીભરમાં એક જ હોય છે, એમ તે ગર્વથી કહેતો. તે માનતો કે સમૃદ્ધિની વસંતમાં ઘણા મિત્ર બનવા અવાયા થઇને પડે છે, પણ વિપત્તિની વેળાએ એ સૌ, ફળફૂલ ખૂટી ગયેલા ઝાડ ઉપરથી જેમ પક્ષીઓ ઊડી જાય છે, તેમ પાછું વાળી જોયા વગર પલાયન થઇ જાય છે.

અનુપમની સરળ પ્રકૃતિની છાયા જાણે સુધીર ઉપર પડી હતી. સામાન્ય રીતે બને છે એવું કે સમાન ગુણો હોય ત્યાં મૈત્રીનો મેળ તરત જામે છે. સુધીરની નિખાલસતા પારદર્શક હતી. તેના મનોભાવો, કદાચ કોઇ કહેશે, અનુપમની તોલે ઉચ્ચ ગણાય.

આવા સૌમ્ય અને ઠંડા સ્વભાવના પતિદેવો અમેરિકી નટીઓને પસંદ નથી. પરંતુ એ તો નટીઓ! અને તે પણ અમેરિકી! જો કે હિન્દુસ્તાનમાં પણ હૉલીવૂડની એ હવા આવવા લાગી છે ખરી! સ્વાતીનું મનોબળ દૃઢ હતું. એનાં અંગેઅંગમાંથી તેમ વાણીમાંથી ચેતનના તણખા ઝરતા હતા. લગ્ન પહેલાં અને પછી થોડા વખત સુધી તો સુધીર એવું જ ચેતન બતાવી રહ્યો. પણ એનું ચેતન કેફી પીણાથી ઉત્પન્ન થયેલાં કૃત્રિમ ચેતન સમું હતું. છતાંય સુધીરે મોં ઉપરના ભાવ ઓસરવા દીધા ન હતા. અને સ્વાતીની વીજળી જેવી વાણીને તે ધીરપથી ઝીલી લેતો

અનુપમે જોયું કે સુધીરનો પગાર ટાંચો હતો. પરંતુ ઘરના શણગાર તથા વસ્તુઓ સ્વાતીનાં માધુર્ય, ચાપલ્ય અને પ્રફુલ્લતાની ચાડી ખાઇ રહ્યાં હતાં—કહોને, ભાટાઇ કરી રહ્યાં હતાં. સ્વાતી વિવાદ-નિપુણ હતી. એની બુદ્ધિના ચમકારે અનુપમનું ચિત્ત ચળાવી મૂક્યું હતું—જેમ મોરલીનો નાદ સાપને ડોલાવી મૂકે તેમ. અનુપમ-સ્વાતીની વાણીના દાવપેચમાં બીજા સૌ શ્રોતા બની જતા. સુધીરને આ ડોળાડોળમાં ઝાઝો રસ ન પડતો. ભલી નોકરી. અને ભલો એનો ગતાનુગતિક એકધારો જીવનપ્રવાહ!

બંને યુગલનો સંબંધ વધતો ચાલ્યો. એક બાજુથી ઉષાને ચર્ચા ફાવતી નહિ અને સુધીર તો ચર્ચામાં પરાણે જોડાતો. ન જોડાય તો અનુપમ તેને લવાદ બનાવતો. એક દિવસ ઉષા હાજર ન હતી ચર્ચાને અંતે અનુપમે કહ્યું: "સ્વાતી, મને લાગે છે કે આપણા ત્રણેયનો એક જ આત્મા છે."

"કેમ ઉષાબેનને ભૂલી જાઓ છો?" સ્વાતીએ અનુપમની ભૂલને ટકોર મારી સુધારવા કહ્યું.

"અલબત્ત. એ કેમ ભૂલાય? પણ અમારો એનો આત્મા

તો એક છે જ ને!"

"તો પછી અમારો બેનો પણ ખરો."

"ઠીક, ત્યારે આપણા બે આત્માઓ એક જ છે એમ ગણું તો ખોટું નથીને?" અનુપમે છેવટે સીધી વાત કરી

એક દિવસ રાજમાર્ગ ઉપર ફરતાં ફરતાં તેમની ચર્ચાનો મુદ્દો 'લગ્ન'ની ડાળે બેસી ગયો.

સ્વાતી: "લગ્નનો જ પ્રશ્ન લો. આ આપણી પ્રથા કેટલી પ્રત્યાઘાતી બની ગઇ છે?"

અનુપમ: "લગીરે નહિ. તમે સ્વાનુભવની કથની કહેતા હો તો શી ખબર! હા, તેના કોઈ કોઇ રિવાજ ફક્ત સમયાનુરૂપ પરિવર્તન માગે છે, એમ મારું માનવું છે."

સ્વાતી: "લગ્નવિધિય કેટલો હંબગ! સાપના લિસોટા માત્ર!"

અનુપમ: "સાવ તો એમ નથી. એ વિધિમાં ઉષાને અપાર શ્રદ્ધા છે. પૂછો એને." એ શબ્દે ઉષાને ચમકાવી દીધી.

સ્વાતી: "બોલો, ઉષાબહેન, તમારી કઈ શ્રદ્ધા છે?"

ઉષા: "ફક્ત સ્થૂળમાંથી ઊંચકી વિધિ માનવને સૂક્ષ્મમાં લઇ જાય છે, એવી મારી નમ્ર માન્યતા છે."

સ્વાતી: "વાહવાહ! સારદોહન ઠીક આણ્યું! તમે ભલે એમ માનો. હા, પણ પ્રથમનો પ્રેમ, તમે માનો છો તેમ, સ્થૂળતા તરફ ઢળેલો છે. પછી વિધિ તેને સૂક્ષ્મ બનાવે છે. હું કહું છું કે વિધિ વગર સમય જતાં પ્રેમ સૂક્ષ્મ થાય છે. તમે વિધિને નકામો વચ્ચે નાખો છો. પશ્ચિમના અને ખાસ કરીને રશિયાના લગ્નો જુઓ." સ્વાતીની માન્યતા અનુપમને ખેંચવા લાગી.

અનુપમ : "સ્વાતી, મને પણ આ બધાં રહસ્યો ગળે નથી ઉતરતાં."

સ્વાતી : "રહસ્ય શું ને શું કંઈ! એ તો ગોરમહારાજોના વર્ચસ્વ જાળવવાનાં નર્યાં કારસ્થાનો છે!"

અનુપમ : "પણ ઉષા માને છે કે લગ્ન એ સાંસારિક જીવનની ઉન્નતિ કરનાર સીડીનું પ્રથમ સોપાન છે." ઉષાની શ્રદ્ધાની છાપ તે છેક ભૂંસી શકતો ન હતો.

સ્વાતી : "પગથિયાં તો અર્ધદગ્ધોને તથા અજ્ઞને હોય સંસ્કાર ને જ્ઞાનની પાંખોવાળાને એ બિનજરૂરી છે."

અનુપમ : "લગ્નવિધિ એ આત્માના સૂરોની સંવાદિતા સાધે છે માટે એ પવિત્ર ક્રિયા છે."

સ્વાતી : "સંવાદિતા? ઊફ્! એ તો ધાર્મિકતાનું માત્ર ઓઢું છે, દંભ છે. અને આત્માને એક થવું હોય કે ઓળખવું હોય તો એની મેળે થઈ શકે છે.'

અનુપમ : "પણ લગ્નથી એ જીવન દોરીઓની ગાંઠ થાય છે—ગાંઠ મજબૂત થાય છે."

સ્વાતી : "એ તો હૃદયના જ્ઞાનપ્રદેશની વાત થઇ, મનની મક્કમતાની વાત થઈ."

અનુપમ : "વિધિ એ જ્ઞાનને તથા મક્કમતાને દિવ્ય પ્રેમનાં પાણી પાઇને પોલાદી બનાવે છે."

સ્વાતી : "જુઓ, ત્યાં જ ભૂલ થાય છે. પ્રેમ જો સાચા હૃદયના ઊંડાણનો હશે, તો તે તૂટશે નહિ."

ઉષા : "ઊભા રહો. લગ્ન એ અધ્યાત્મનો વિષય છે અને ધર્મની ગ્રંથિ છે. એને મન કે બુદ્ધિ સાથે ઓછો સંબંધ છે, એ ભૂલશો નહિ!"

સ્વાતી : "એ જી, ના, ના; ચોખ્ખો સામાજિક કરાર છે. પ્રેમ હોય ત્યાં લગી સાથે, અને પ્રેમ ઘટ્યો કે આ છુટ્ટા ! સમજયા ?"

આમ વાતની ગાડી લગ્ન ઉપરથી વિધિ ઉપર, પછી પ્રેમ, ધર્મ, નીતિ અને ઈશ્વરના પાટા ઉપર ચડી અટકી જતી, ત્યારે સ્વાતી નાસ્તિકવાદને ગાડે બેસી જતી અને વાદાકોદમાં રાંક જેવી ઉષા ત્રાસીને બહાર ચાલી જતી. તેને સુધીર કદીક સાથ આપતો અનુપમ આવે વખતે 'ફોર્મ'માં આવી જતો અને 'સ્વાતીના હાથની હાર ક્યાંથી ?' એમ કહી પોતાનો પરાજય સ્વીકારી લેતો; અને ખીસ-માનવૃત્તિથી સ્વાતીને નાખુશ ન કરવા તેના કથયિતવ્યની ચાદે ચાંદ કરતો. વસ્તુતઃ એના મનમાં મંથનનું વલોણું ચાલી રહેતું.

અનુપમને સ્વાતીમાં અનંત ઉલ્લાસનો સિંધુ ઊછળતો લાગ્યો એના એકે એક તરંગ અનુપમનાં ચિત્ત પર ભૂરકી નાખતા હતા. એ તરંગપછડાટે અનુપમના મનનો મજબૂત કિનારો તોડી નાખ્યો અનુપમને પોતાના અંગમાં વીજળિક શક્તિ પ્રવેશતી લગી; તેના ચિત્તપ્રદેશમાં વીજળીની રોશની પથરાણી છતાં તે ઉષાના પ્રશાંત ધીરા જીવનસંગાથથી અળગો થતો ન હતો. ઉષાનું સ્નેહબંધન શુચિતાને તાતણે ઝૂલતું હતું. ઉષાની ધર્મશ્રદ્ધાને તે વંદતો, છતાં નવા નવા વિચારોથી તેનું મન ઘેરાઇ જતું. મનની નિર્બળતાની ઘડીમાં તે જીવનનો ધર્મ ભૂલી હૃદયની એકતાને ધર્મ માની લેતો. તે જ સમયે સ્વાતીના અને પોતાના હૃદયને સાંધનાર પ્રેમને પવિત્રતાની મહોર મારી દીધી. હૃદયના અવાજની દિશામાં તેણે કર્તવ્યના સગડ શોધ્યા, અને પ્રેમ માટે તલસતા હૃદયને પ્રેમ અર્પવામાં તેણે પતનનાં એંધાણ ન પારખ્યાં. ફિલસૂફીની આરાધનાઓ, તર્કવાદની ખાંચખોડના પ્રક્રિયાએ તેને છટકબારીનો

માર્ગ ચીંધી બતાવ્યો. અને વિમાસણમાં પડેલું તેનું મન કંઈક સ્વસ્થ થાય એ પહેલાં તો તે રંગની સાથે એકાંત ગાળવા લાગ્યો.

ત્રણેક વર્ષોની સંધ્યાઓ ઊગી અને આથમી. સરલતાથી ચાલી રહેલા મિત્રોના અખંડ સહચાર ઉપર કાળનાં ઝાળાં ન વળગ્યાં. બંનેને ઘેર ઘોડિયાં બંધાય. પારણે ઝૂલતા ઉભયના પુત્રોએ જીવનને વધુ વૈવિધ્યવાળું, ચમત્કાર અને પ્રવૃત્તિશીલ બનાવ્યું હતું. આમાં કાંટા જેવી એક જ સ્થિતિ હતી: સુધીરની આવક વધી ન હતી. તેના કુટુમ્બનો ઘરખર્ચ પણ નીકળવો મુશ્કેલ બન્યો. અનુપમ સુધીરને કશી મદદ આપી શકતો ન હતો. દેખીતી રીતે તો નહિ જ. અને સુધીર એમ એ મદદ સ્વીકારી લે એવો વટહીન ન હતો. સહારા જેવા જીવનમાં કુંજશ્વાસ સમું ધામ તે તેનો બાલપુત્ર હતો. અનુપમના મનમાં ગર્વનો આવેશ આવી ટકોરો લગાવી જતો. તેની છાતી ફૂલાતી: સ્વાતીના પુત્રને જોતાં તેને આવો ઉમળકો આવી જતો.

એક દિવસે સ્વાતીનો પુત્ર ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યો. દવા અને સારવારની પૂરી સગવડ ન હોવાથી દર્દ જોર પકડતું ગયું. અનુપમ હમણાં થોડા દહાડાથી સુધીરને ઘેર જઈ શક્યો ન હતો. પણ જ્યારે તેને જાણ થઈ કે તરત જ સાવચેતીનાં પગલાં લેવાં તેણે પોતાના ડોક્ટરને ભલામણ કરી. અનુપમ આટલી કાળજી રાખે છે તે ફક્ત મિત્રભાવે જ છે, એમ સુધીર માનતો. પરંતુ અનુપમના હૃદયમાં ખૂબ વેદના થતી. તે અધીરો થતો હતો. તેનું મન બેચેન રહેવા લાગ્યું.

ઉપાએ તેને અગાઉ કોઈ દી આટલો ગમગીન અને શૂન્યમનસ્ક, ગભરાયા જેવો જોયો ન હતો.

"કેમ, બહુ બહાવરા દેખાઓ છો?" ઉપાએ પ્રશ્ન કર્યો.

"કાંઈ નથી. એ તો જરા, કંઈ નહિ. સ્વાતીના...સુધીરના પુત્રની સ્થિતિ ગંભીર છે"

"એ હું જાણું છું. ઈશ્વર તેને ઝટ સાજો કરી દે. પણ એટલા માટે તમે શા માટે ઉચાટ કરો છો? ચિંતા કરનારાં એનાં માબાપ બેઠાં છે અને આપણો અનિલ માંદો પડે છે ત્યારે તો તમારું રૂંવાડુંય નથી ફરકતું!"

"તું બરાબર મને સમજી નથી શકતી. કેસ ગંભીર હોય એટલે માણસને લાગે જ ને! મને તો ચિંતા એટલી જ છે કે...કે ...આપણે કેટલું કરી શકીએ?" અનુપમને હૈયે હતું તે હોઠે આવતું અટકી ગયું ને તે ગેંગેંફેંફેં કરી લોચા વાળવા લાગ્યો. વધુ બોલી ન શક્યો.

"આપણાથી બની શકે તેટલું કરી છૂટીએ, બીજું શું! સૌને માથે ઈશ્વર બેઠો છે. પછી તો કર્મનાં ફળ ભોગવવાં જ રહ્યાં." અનુપમ બોલવા જતો હતો કે બિચારા ફૂલ સમા બાળકના કર્મો ક્યાંથી ખરાબ થયાં?' પરંતુ તેના દિલમાંથી અવાજ આવતો તેણે સાંભળ્યો કે 'માનવીના પાપે ફૂલોને પણ સહન કરવું પડે.'

ઉષાએ અનુપમનો ઉજ્જડ ચહેરો જોઈ કહ્યું: "બીજાનાં છોકરાં માંદાં પડે એમાં તમને આટલી બધી શી ફિકર?"

અનુપમે ઉષાની સામે નજર નોંધી એ નજરમાં ઘણું ઘણું ગુપ્ત કહેવાનું હતું. પણ એ કહેવાની હામ તેનામાં ન હતી. ઉષાની આંખમાં પ્રેમભર્યો ઠપકો હતો, મોં ઉપર નરી નિર્દોષતા જ તરવરતી હતી. અનુપમના મનમાં મૂંઝવણની આકરી મથામણ ઘટાટોપ મેઘની જેમ જામી હતી. પૂરતી તકેદારી છતાં બિદ્દસળતાને લીધે ઢોળાયેલા પગનો ગંભીર દોષ વખતે ઉઘાડો થઈ જાય, એ

વિચારભયથી તેનું અંગ કંપી ઊઠ્યું. પણ કૃત્રિમતાથી મનના ચલોપાતને કાબૂમાં આણ્યો. ફિલસૂફીની અગાધતા કે ચર્ચાની પદ્ધતિ તેને નિરુપયોગી લાગી. ધબકતા હૈયે તે પોતાના સુતેલા પુત્રને નીરખી રહ્યો. અચાનક એના ચહેરામાં સ્વાતીના પુત્રનો ચહેરો તાદૃશ થયો. બંને બાળકોના ચહેરામાં સામ્ય હતું: મુદ્દો જ ત્યાં હતો. તેને આ હકીકત જ ઊંડેઊંડે ખૂંચતી હતી.

તેના મનમાં વિચારઆંધીનું એક મોજું ધૂઘવાટા કરતું ફરી વળ્યું: 'અનિલ પણ સાજો માંદો રહે છે દુર્ભાગ્યવશાત એની સ્થિતિ પણ ગંભીર થઇ જાય તો? નજીવી ભૂલને લીધે થઇ ગયેલ પાપનો બદલો આવડો મોટો ચુકવવો ન પડે તો સારું! હે પ્રભુ! પણ આ પાપ જ કહેવાય એ તો મેં આજે જ ખરેખરું જાણ્યું. હવે બીજો શો ઉપાય? ઉષા આગળ હૈયાનાં દ્વાર ખોલી મુક્ત મનથી કહી દઉં કે સ્વાતીનો પુત્ર એ મારો પુત્ર છે?' વળી થોડીવાર મૌન રહી, 'ના, ના રહેવા દે એ કબૂલાતથી ઉષાના પવિત્ર જીવને નાહકનો નથી અકળાવવો.'

વીજળીની ગતિએ તે ઊઠ્યો અને ઉષાનો કબાટ ખોલી તેના પૂજનના ફોટો નિહાળી રહ્યો કબાટના ઉપલા ખાનામાં રામ-સીતાનાં મઢેલાં ચિત્રો હતાં. અનુપમે પોતાના ફોટોની બેઉ બાજુ રામચંદ્ર અને સીતાની છબિઓ ગોઠવી દીધી અને ગદ્ગદિત કંઠે પ્રતિજ્ઞા લીધી–હવેથી પોતાના જીવનમાં કદીય બેવફાઇને પ્રવેશવા ન દેવાનો ખરા હૃદયનો એ ઊભરો હતો. અંતરોદ્ગાર વિલીન થયો ને બીજી પળે ખબર આવ્યા કે સ્વાતીના પુત્રની છેલ્લી ઘડી છે.

તેની આંખો બંધ થઇ. ગાલ ઉપર બે આંસુઓ બાઝી રહ્યાં હતાં.

# કાયાપલટ

ગુજરાતમાં અંગ્રેજસત્તાના યુગે ખગ્રાસ ગ્રહણ કર્યું તે પૂર્વેની એક વાત છે. સિદ્ધરાજ જયસિંહે ઉત્તર ભારતમાંથી વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રી ગુજરાત સૌરાષ્ટ્રની રસાળ ભૂમિનાં છૂટે હાથે દાન કરેલાં. બ્રાહ્મણોએ અનેક ગામ વસાવ્યાં, રાજ્ય ચલાવ્યાં, હક્ક ભોગવ્યા, અને જીવન વિતાવ્યાં. પરંતુ આ અરસા કેડે એક બીજા ગ્રહણયોગે તેમના જીવનને કૂબડું કરી નાખ્યું. જાણે કર્કોટક નાગ તેમને ડસ્યો ! તેમના આધિપત્ય તળે એ ભૂમિ દીર્ઘકાળ પર્યંત સુખકરા-મુદકરા રહી. પણ 'ધરતી કોઇની થઈ નથી અને થશે નહિ,' એ લોકોક્તિ મુજબ ઉત્તરમાંથી વિદેશીઓનાં આક્રમક ધાડાં ત્રાટક્યાં અને થોડા વર્ષોમાં મુસલમાન બાદશાહો તથા સુલતાનોની સર્વભક્ષી આણ ચોમેર પ્રવર્તી રહી. આ લીલા નેજા નીચેના રાજ્યઅમલમાં બ્રાહ્મણોના વેદાભ્યાસનાં, આર્યત્વનાં, હિન્દુત્વનાં અને સંસ્કૃતિનાં વળતાં પાણી થયાં. કુલપતિઓના આશ્રમો જડમૂળથી ઉખેડાઇ ને ફેંકાઈ ગયા. કર્મકાંડના કરવૈયાનાં હૈયાં બેસી ગયાં. કુંજનિકુંજોમાં ગાજતા વેદધ્વનિ અલોપ થઇ ગયા. વેદાધ્યયન માટેનો ઉત્સાહ ઓસરી ગયો. ધર્મશાસ્ત્રોની ચર્ચા, વાદવિવાદ વગેરે અવશેષરૂપ બનવાં લાગ્યાં. ધર્માંધ, મદાંધ અને સત્તાંધ સુલતાનોએ બ્રાહ્મણત્વનો મૃત્યુઘંટ વગાડ્યો. ગૂજરાતમાં જ નહિ પણ સમસ્ત ભારતવર્ષમાં તલવારના જોરે જે આક્રમણ આવ્યું, જે વંટોળ ઊઠ્યો, તેણે આર્યોના જીવનની આસમાની-સુલતાની કરી નાખી. જો કે એ મરુ ભૂમિમાં કોઇ કોઇ પ્રદેશટુકડાઓ તથા કોઇ કોઇ સમયકટકાઓ રૂપી લીલી નાઘેર હતી. પરંતુ એકંદરે આંધીના સપાટામાંથી બચનારા મહાભાગ્યશાળીઓ જ હતા. ઘરોગડ

જેવો અદ્યતન પ્રશ્ન પણ તે કાળે જાગ્યો હશે, અને તે માટે તથા પ્રાણરક્ષણ માટે બ્રાહ્મણો ખેતી તરફ વળ્યા હશે. જીવવું હોય તો કાં તો વટલીને, કાં ધાર્મિક જીવન ગુમાવીને—એ બે માર્ગોમાંથી એકની પસંદગી કરવાની હતી. વળી ધર્મપરિવર્તન માટેય મોટી લાલચો અપાતીઃ સત્તા, અધિકાર, ધન, પ્રાણરક્ષણ વગેરે. આવા ક્રાંતિકાળમાં જીવનમાં ધરમૂળથી ફેરફાર થાય જ. એવે સમયે ખેતી, પશુપાલન, ગ્રામજીવન, શ્રમમય જીવન, એનાથી જ નિભાવ થાય. તેથી બ્રાહ્મણો તદ્દન ધર્મપલટામાં ન વળ્યા, પણ ધર્મભ્રષ્ટતાને પંથે તો પળ્યા જ. તેમનું લક્ષ્ય વિદ્યા તથા જ્ઞાનનું હતું તે ટળ્યું. પણ ખેતી ઉપર જ એમની આજીવિકા કેન્દ્રિત થઈ. તેમણે સમયપૂજક બની ધર્મજીવનને સ્થાને જીવનધર્મને મહત્ત્વ આપ્યું. પછી તો ધીરે ધીરે અધઃપાતની નિસરણીનાં પગથિયાં તેઓ ઊતરતા ગયા. જ્ઞાન, વિચાર, ઉચ્ચાર અને આચારમાં લાંબે ગાળે ઘણું અંતર પડવા લાગ્યું. જો કે કોઇ કોઈ ગામમાં છાનોછપનો શાસ્ત્રાભ્યાસ થતો; કોઇ કોઇ વેદ ભણતા. પણ ધર્મનો ઘેરો રંગ અલોપ થયો. બાપ દીકરાને કંઠોપકંઠ આ જ્ઞાન આપી જ્યોત જલતી રાખતા. પરંતુ પ્રગટ રીતે ધમધોકાર ગાજી ઊઠતા આશ્રમોનો યુગ અસ્તાલયે પોઢી ગયેલો.

પછી તો અંગ્રેજ યુગનો ઓછાયો શરૂ થયો. છતાં આળસ ખંખેરી જાગ્રત બની, પોતાની પુરાણી સંસ્કૃતિને સજીવન કરવાની શક્તિ જ જાણે પેલા બ્રાહ્મણ ખેડૂતોના અંતરમાં કળાતી ન હતી પોતાની ભવ્ય પ્રાચીનતાનું સચોટ ઓસાણચૂક જ તેમને થઈ ગયેલું. બ્રહ્મજ્ઞાન 'ભ્રમજ્ઞાન' થઇ ગયેલું. વેદનું નામમાત્ર જ તેઓ જાણતા. ડાબે ખંભે રહેલી જનોઇનો પણ તેઓ કવચિત કેડે બાંધવામાં ઉપયોગ કરતા. જો કે ઘણાં વિશેષનામોને છેડે 'શંકર' શબ્દ આવતો ખરો. લગ્નવિધિ કોઇ દૂરના અધકચરું ભણેલા

શાસ્ત્રીપુરાણીઓ અહીં આવીને કરાવી જતા. સંસ્કૃત-ગીર્વાણ ગિરાને લગભગ ગીરો મૂકી દીધેલી ! જો કે અવટંકો વણઅટકી પરંપરાગત ઊતરી આવેલી; પરંતુ તેનીય કાયાપલટ થઇ ગયેલીઃ શુકલમાંથી શકલ, ઉપાધ્યાયમાંથી ઓઝા, પંડિતમાંથી પંડયા-પંડા, યાજ્ઞિક-ત્રિવેદી-દ્વિવેદી વગેરેમાંથી જાની, તરવાડી તથા દવે થયેલી

આવા એક ગામની વાત છેઃ ત્યાં ભણ્યો પંડિત શોધ્યો જડતો નહિ ગામમાં બહુધા બ્રાહ્મણોની વસતી હતી. થોડાં વસવાયાં, વાણિયા કે અન્ય સેવક કોમનાં ઘર ખરાં પણ જમીનના ધણીરણી તો ભૂદેવો જ હતા આખું ગામ અવેદિયું બની ગયેલું. પરંતુ એક જ વૃદ્ધ બ્રાહ્મણ વૈદિક હતા. તેણે વંશપરંપરાગત શાસ્ત્ર-વેદ-પુરાણનું જ્ઞાન પચાવી તેની જ્યોત જીવંત રાખેલી. તેનું નામ કૃપાશંકર ત્રિવેદી હતું. તેને અનેકવાર વિમાસણ થતી કે વેદજ્ઞાનનો પુનરુદ્ધાર આવા ઉજ્જડ ને અજડ પ્રદેશમાં કેમ કરવો ? કારણ કે લોકો તેને નર્યો વેદિયો ગણતા અને ગાંડામાં ખપાવતા તેને વિચાર થતો કે હવે તો ધીંગાણાં અને ધોળા દી'ની ધાડયો બંધ પડી છે, તો બ્રાહ્મણોને શાસ્ત્રો અને વેદ કેમ ન શિખવવાં ? એવી તો નિરાશ દશાનાં જાળાં લોકોનાં મનહૃદય ઉપર વળગેલાં, કે કોઇ પૂંછડું આમળી ઉઠાડવા પ્રયાસ કરે તોય, ગળિયા બળદની જેમ, તેઓ નીચે બેસી પડતા. છતાં કટોકટીની પળે ને વિપત્તિઓના સંજોગોમાં કૃપાશંકરના શબ્દોને તેઓ વેદવાકય માનતા. પરંતુ તેમનાં જ્ઞાનચક્ષુ. હૈયાઉકલત; તથા વિવેકબુદ્ધિનું તો સરિયામ દેવાળું નીકળી ગયું હતું.

આ ગામને પાદર એક સુંદર વાવ બંધાવેલી હતી તેમાંથી ગામલોક પાણી ભરતા. એક દિવસે પનિહારીઓ પ્રભાતે પાણી ભરવા આવી ત્યારે તેમણે વાવમાં મરેલું વાંદરું જોયું અને તેઓ

જાગી ઊઠી. તેમના મનમાં મંથન થયું કે 'કોઈ વાર વાવડી અભડાઈ નથી અને આજે આ શો કુદરતનો ફેર થયો?' પાણી ભરવું માંડી વાળીને સૌએ ત્યાં આગળ જ કિકિયાણ કરી મૂક્યું. ગામના પુરુષવર્ગને ખબર પડી. સૌનાં મન વિચારચાકડે ચડયાં.

એક વિપ્ર–ખેડૂતે કહ્યું: 'આ તો ભારે હિન્દવી હલ્લાં થઇ!' બીજો બ્રાહ્મણ બળદોને ડચકારતો બોલ્યો: 'પણ હવે થાહે હું?' ત્રીજો ભૂદેવ રાંઢવા જેવી જનોઇને કેડના કછોટા ઉપરથી છોડી બબડયો: 'પાણી અભડાઈ ગ્યું. હવે પીવાનાં વાંધા થ્યા, નૈ?' ચોથો બ્રાહ્મણ હાથમાં ગોફણ ફેરવતો બોલી ઊઠયો: 'કો'ક જાલમ શિકારીનાં કામા તો નહિ હોય ને?'

પાંચમો દાઢીએ હાથ ફેરવતો કહે: 'પણ હવે આ નબ્યનાં ગાડાં બાર્ય તો કાઢવાં રયાં ને! કો'ક મારગ ગોતો'

છઠ્ઠો કહે: 'આપણી અદાવારીની આ વાવે પે'લવારકો ભોગ લીધો'

આ સર્વેમાં એક સમજુ જેવો જુવાન હતો તે બરાડી ઊઠ્યો 'એ, ઇ લોચા વાળવા રેવા દિયો, જાની! હૂં કરવું ઈનો ઝટ તોડ કાઢો!' આ સાંભળી સૌએ અંદરોઅંદર મંત્રણા શરૂ કરી. કોઈને શાસ્ત્રના મોં–માથાંની ગતાગમ ન હતી. 'વેદ એ કયા ઝાડનો પાલો છે?' એવું પૂછનારા એ ગમારશિરોમણિ હતા!

એકે પોતાનો વિચાર વ્યક્ત કરતાં કહ્યું: 'માલીપા ગોમૂતર નાખીને વાવ પવિતર કરો.'

બીજો કહે: 'ઈ માથાકાહટી જાવા દ્યો. અંદર દરભ અને ધરો પધરાવો, એટલે બસ.'

ત્રીજાએ પોતાનો જ્ઞાનકળશ ધર્યો: 'માહી ગંગાજળના થોડાક છાંટા નાખો, એટલે પત્યું. બધું 'શુધ' થઈ જાહે.'

પાંચમો કહે: 'આ બધા વગદાં વીણવા મેલો, ને કો'ક કોહાડાયાને કાને વાત નાખી ઉપા ગોતો.'

છઠ્ઠો બોલી ઊઠયો, 'હા માળું, ઇ હાચું. આપણા ગામમાં કોઇ પંડોબંડો ગુડાણો કાં સે? કોઈ સાસતરનો ગનાની નથ્ય. એક એ ખોખડધજ ધરડાં ખોખાં ડાંફોળિયાં મારે સે, જો ગાડાં વાળે તો!'

પહેલા બ્રહ્મપુત્રને સ્મૃતિમાં ચમકારા જેવું જણાયું. તે બોલી ઊઠયો: 'કોણ? ઓલ્યો કરપો ગોર?'

બીજો બોલી ઊઠયો: 'હા હા, ઇ ગાંડો ગોર ઠીક સે.'

ત્રીજાએ એની ઝૂંપડીએ જવા દરખાસ્ત મૂકી.

એટલું સાંભળતાં તો ભૂદેવોનું ટોળું હડૂડૂડૂ કરતું ઊપડયું અને આવી પહોંચ્યું કૃપાશંકર ત્રિવેદીને ઘરે. વેદના ગુપ્ત જાણકાર આ શાસ્ત્રી ખૂબ શાંત અને મસ્ત રહેતા. કોઇ પૂછે તેનો એટલો જ ઉત્તર વાળતા. જો કે લોકોને તેની વાત ગળે ઊતરતી નહીં. પણ ગરીબનું કહ્યું ભિખારી કયાં માને છે?

'ગરુ, આજ એક કામ પડયું સે.'

કૃપાશંકરે આંખો ઉઘાડીને સૌને આવકાર આપી બેસાર્યા અને કહ્યું: 'કહો પ્રસન્નતાપૂર્વક, શું કામ છે?'

'આપણી વાવમાં મરેલું વાંદરું પડી ગિયું સે. ઇથી અમને હૌને ચંત્યા થઇ કે હવે વાવનું પાણી પિવાહે કેમ? ને ઇ શુધ કેમ થાહે? આપડે રિયા બરામણ; ઇથી આપડાથી આવું ગોઝારું પાણી શે પિવાય?'

કૃપાશંકરે સ્વસ્થ મુખમુદ્રાએ ઉત્તર આપ્યો: 'એમાં પ્રતિવાય શો છે? કોઈ વાંધો નથી. તમે જાણો છો કે જળમાં મળ નથી.

છતાં એક કામ કરો. વાવમાંથી પચીસ–પચાસ કોસ જેટલું પાણી બહાર કાઢી નાખો, એટલે પાણી વિશુદ્ધ થઇ જશે.'

સૌને આ જવાબે હસતાં કરી મૂક્યા. નવ્યનાં ગાડાં નવ્ય-માંથી કાઢવાનો જાણે તેમને મોટો ધોરી માર્ગ હાથ લાગ્યો. તેથી આજ્ઞાંકિતોની જેમ પણ આભાર માન્યા વિના જ ઉતાવળે ઉતાવળે જેવા આવ્યા હતા તેવા જ પાછા વળ્યા. સૌ વૃદ્ધ શાસ્ત્રીનાં વખાણ એ–મોઢે કરતા હતા. સૌનાં મનમાં હરખનો પાર ન હતો, ઉમંગ ક્યાંય સમાતો ન હતો; તેથી વાવે પહોંચીને જોરમાં ને જોરમાં પચીસ–પચાસને બદલે સો–બસો કોસ જેટલું પાણી બહાર ખેંચી કાઢ્યું.

પછી તેઓ પાછા વાતે ચડ્યા

એક કહે: 'કામ તો ભારે હેમખેમ પત્યું.'

બીજો કહે: 'આપડી મોટામાં મોટી આપદા ટળી.'

ત્રીજો કહે: 'પાણી તો હવે સોખ્ખું સટાક ને પીવા રોખું થઇ ગિયું.'

ચોથો કહે: 'આપડા ગાંડા ગોરે ભારે તોડ આણ્યો.'

પાંચમો બોલ્યો: 'ભઇ, ઇ ભણ્યો સે ઝાઝું. કંઇક શીંથરાં ફાડયાં સે. પણ આપડને ઇની ઓળખ નથ્ય. ઇની જેટલી જટા વધી સે, એટલું ગન્યાન પણ વધ્યું સે.'

છઠ્ઠો કહે: 'પણ ઊભા રો. ઇને પૂસી આવીએ કે હવે તો પાણી શૂધ સે ને ?'

સૌએ આ સૂચના વધાવી લીધી. અને પાછા હડેડાટ કરતાં ઊપડ્યા કૃપાશંકર પાસે. ત્યાં જઇને પોતાનું પરાક્રમ હતું તે એકડે એકથી કહી સંભળાવ્યું:

ઠંડે કલેજે સાદ્યન્ત બધું જ શ્રવણ કર્યા પછી. થોડીક જિજ્ઞાસા ખાતર કૃપાશંકરે પૂછ્યું: 'જુવાનો, તમે સરસ કામ પરિપૂર્ણ કર્યું. ધન્યવાદ! પણ મને એક પ્રશ્ન હમણાં જ મનમાં ઉદ્ભભવ્યો, એ પૂછું?'

સૌ કહે, 'ગરુ મા'રાજ, બેલાશક પૂસો. એક હું કરવા? એ પૂસો.'

કૃપાશંકર સસંકોચ બોલ્યા: 'પેલું મરેલું વાંદરું અત્યારે ક્યાં છે?'

આ સાંભળતાં તો ભૂદેવોનું વૃંદ ખરે ઉનાળે ઠંડુગાર થઇ ગયું. સૌ એકબીજાની સામે તાકવા લાગ્યા. એક બ્રાહ્મણને સાચો ખ્યાલ મનમાં સ્ફૂરી આવ્યો. તે બોલ્યો: 'ગરુ મા'રાજ, ઇ સાળું હાવ ધાન બાર ગ્યું. આંધળે-બેરું કુટાઇ ગ્યું. હો હરખપદૂડા થ્યા ઇમાં ખબર રઇ નઇ. ઇ વાંદરું તો હજી વાવમાં જ પડયું સે. ઇતું હુ કરહું, કયો?'

બીજો બોલ્યો: 'પણ મા'રાજ, તમે ઈ વાંદર્યાની વાત અમને નો'તી કરી.'

કૃપાશંકર શાસ્ત્રીએ દાઢી પસવારતા આંખના ખૂણામાં ચમક આણી હસતાં હસતાં ઉત્તર દીધો: 'અરે ભાઇઓ, ભલી થાય તમારી! પહેલું તો તેને બહાર કાઢવું જોઇએ અને પછી તમારે પાણી ઉલેચવું જોઇએ. જ્યાં સુધી વાવમાં કોઇ મૃતદેહ પડયો હોય, ત્યાં લગી પાણી કેમ શુદ્ધ થઇ શકે? માટે સાચું કહું તો ક્ષમા કરશો. લોકોને કાન છે, સાન નથી. શાસ્ત્રનાં વચનો પણ બધાં લોકો શબ્દોમાં જ પકડે છે, બુદ્ધિથી સમજતા નથી: તેના જેવા તમે છો.'

બ્રાહ્મણો નીચી નજરે, સ્થિર મસ્તકે અને લજ્જિત વદને

વૃદ્ધ જ્ઞાનીની મર્મવાણીના પ્રહાર ઝીલી રહ્યા હતા તેમને ગળે ઘૂંટડો, કડવો હતો તોય, ગટક કરતો ઊતરી ગયો.

શાસ્ત્રીએ સૌને પ્રબુદ્ધ કરતાં કરતાં પાનો ચડાવ્યોઃ 'ઊઠો, જાઓ, પ્રથમ કામ કરો. મૃત વાંદરાને બહાર કાઢો, પછી પાણી ખેંચજો. ત્યાર બાદ નિરાંતે સાંજે અહીં આવજો. થોડીક કોઠાની વાતો કરીશું.'

સૌ કૃષિકારો શાસ્ત્રીજીને ચરણે દંડવત્ પ્રણામ કરવા લાગ્યાં, અને એમના આશિષ લઈને વિદાય થયા. વાવ ઉપર જઈને પ્રથમ વાંદરાને બહાર કાઢીને પછી વાવનું પાણી ખેંચી કાઢયું. સાંજ પડી એટલે સાંતી બળદ વગેરે પોતપોતાનાં આંગણાંમાં પહોંચાડીને તેઓ કૃપાશંકર શાસ્ત્રીની પાસે પુનઃ આવ્યા. શાસ્ત્રીએ ચાટ ઘડી રાખ્યો હતો અને ઉકેલ ખોળી રાખ્યો હતો કે પુરાણી આર્ય સંસ્કૃતિની નજ્યમાં જડતાનાં, નિરક્ષરતાનાં, અજ્ઞાનનાં તથા ગ્રામ્યતાનાં જે ગાડાંની હેટગો આડેધડચ સલવાઈ ગઈ હતી તેને કેમ કરીને કુશળતાથી વાળી લેવી! તેમની વર્ષોજૂની તપશ્ચર્યાનું ફળ આજે ઊગતું લાગ્યું. બ્રાહ્મણત્વને પુનર્જીવિત કરવાના, નવપલ્લવિત કરવાના ને ફેલાવવાના તેમના કોડે આજે આકાર લેવાનો શુભ પ્રારંભ કર્યો.

સંધ્યાસમયે સૌ ખેડુબ્રાહ્મણો જિજ્ઞાસાથી, જાણવાના આશયથી ગુરુ કને આવ્યા અને સૌએ એકધ્યાને શાસ્ત્રીજીનાં વચનો સાંભળ્યાં. શાસ્ત્રીજીએ શાસ્ત્રોનું, બ્રાહ્મણત્વનું, સંસ્કૃત ભાષાનું, બ્રહ્મવિદ્યાનું અને વેદાધ્યયનનું નીતર્યું શરજળ સર્વને ખોબલે ખોબલે પાઈને ધન્ય દિવસથી આશ્રમને વેદની ધૂનોથી ગાજતો કર્યો. વેદોચ્ચાર, મંત્રોચ્ચાર, અને હોમહવન–યજ્ઞયાગની વેલ પાંગરી ઊઠી.

થોડા વખત પછી તો ગામનો મહોરો બદલાઇ ગયો. ઘણા બ્રાહ્મણો ખેતીના વ્યવસાયમાં ખૂંપેલા હતા. છતાં સંસ્કારિતા, સંસ્કૃત ભાષા, વેદ અને અધ્યયનની બાબતે આ ગામ જે બીજાની પાછળ ગાર્ડના ડબ્બા જેવું હતું, તે પાછળથી એન્જિન સમું બની ગયું. આ ગામને પાદર આવેલી વાવની પાસે એક દેરીમાં વાંદરાની નાની પ્રતિમા છે, અને પડખેના મોટા મંદિરમાં શાસ્ત્રીજી કૃપાશંકરનાં 'ચરણ' આવેલાં છે. સ્મૃતિ માટે ગામલોકોએ આ બંનેની સ્થાપના કરી હતીઃ વાંદરાના પ્રસંગે તેઓને ગુરુ શોધી આપ્યા અને ગુરુએ બ્રહ્મજ્ઞાન આપ્યું, તેની યાદમાં.

---

# મંગી

મંગી ભિખારણ આઠ દસ માસથી વિધવા થઇ હતી એનો વર્ણ નાતરિયો છતાં એણે જીવતર ઉપર થીગડું મારવાની ઇચ્છા ન કરી. તેની સ્થિતિ અતિ ગરીબ હતી—અતિ ગરીબ એટલે બસ. ઘરમાં બધા ખૂણા સરખા. જીવન ગુજારા માટે તો હાથજીભ કાઢી જવાય એવો વસમો કાળ હતો એનો એને પૂર્ણ અનુભવ થઇ ગયો.

“શું કરછ, મંગી ?” કહેતાં તેનાં બે ચાર સગાંઓએ એક સવારે મંગીના ઘરમાં ધસારો કર્યો કંઇક આડીઅવળી વાતો કર્યા પછી એક આધેડ આગંતુક બાઇએ આંખનો મિચકારો મારી મંગીને ઇસારો કર્યો.

“હવે શું કરવું છે તારે ?”

“કેમ ફૂઇ, પૂછવું પડયું ?”

“વિચાર હોય તો એક તૈયાર છે.”

એકદમ ખ્યાલ આવતાં મંગી ચોંકી ગઇ ને બોલી ઊઠી, “ના, ના, ફૂઇ. નામ ના લેશો. હજી આ નાનાં બચડાંને મોટાં કરવાં છે.”

“ત્યારપછી તો તારી સુખની જુવાની વીતી ગઇ હશે.”

“ભલે ગઇ. જુવાનીને માથે છાપ નથી મારી.”

“પછી વાતમાં માલ નહિ. ને આધેડ અવસ્થાએ કાંઇ ગ્રાય નહિ. પણ મંગી મારું કહ્યું માન. ઠેકાણું સારું છે, અત્યારે

આ ફૂટડી જુવાની શું કામની ? ને વળી જાળવવી કઠણ." ફૂઇએ નજીક આવી કાન આગળ કહ્યું.

"તમે કહેનારા કહી રહ્યા ? હવે નામ ના લેશો. ને જુવાની જાળવવી ઇ તો આપણા હાથની બાજી છે ને !"

"ત્યારે બાઈ, તું જાણ, ને તારું નશીબ !" કહીને ફૂઇ અને સગાં સૌ ગયાં. મંગી ઘરઘવાની વાતને આમ રોળી ટોળી નાખતી, અને સમજાવવા આવનાર અનેક રીતે લલચાવીને તેને કહેતા છતાં તે એકની બે ન થતી. તેઓની દલીલના જવાબમાં એકની એક બાળકોની વાત કહી કહીને મંગીની જીભના કુચ્ચા થઇ જતા.

મંગીને ચાર છૈયાં હતાં: બે દીકરા, બે દીકરી. બધાંય દસ વર્ષની અંદરનાં હતાં. જે પ્રેમે તે છોકરાંઓને લાડમાં ઊછેરતી, તે જ પ્રેમે તેને નાતરું કરતાં અટકાવી હતી.

મંગી માગી ભીખીને પૂરું કરતી. કામ ધંધો કે મજૂરી એને ન મળી સવારસાંજ શેરીઓમાં તે માગવા નીકળતી. સૌથી નાના છૈયાને કેડમાં ઊંચકી અર્ધઉઘાડે ડીલે, ફાટેલ કપડાંભર, કંગાલ ચહેરે, દયામણા સ્વરે, તે અંતરની અમૃતબોલીના કેસૂડાં ફૂલ છાંટતી જતી. તેની મીઠી ગળચટી વાણીના ફૂવારા ભલભલા કઠણ હૃદયને પિગળાવતા. તેની દીનદયામણી રીત કરુણાની પરાકાષ્ટાની ચાડી ખાતી હતી. વાણીની હૈયાસરવાણીઓની નમ્રતાથી તે જાણે જનમદુખિયારી હોય એમ લોકોને લાગતું. પરંતુ અત્યંત દીનતાનો દેખાડો કર્યા સિવાય એને અન્ય ઉપાય ન હતો. જો એવા કંગાળ સૂરથી પૂરેપૂરો 'પાઠ' ન ભજવે, તો એનાં છોકરાંઓને તથા પોતાને પણ નકોરડી અગિયારશ ખેંચવી પડે તેમ હતું. જગત કંઇ એમ ને એમ થોડાક શબ્દોમાં પલળી જાય છે ? કળજુગનો મધ્યાહ્ન તપે છે. ચોપાસ દુકાળનાં શીળા ઓળાઓ ઘૂમરાય

છે. અનાજ માટે દેશોમાં, વેપારીઓમાં ને માણસ માત્રમાં ગજગ્રાહ ચાલે છે. માલેતુજારોએ સંગ્રહખોરી કરી અનાજની અછત ઊભી કરી છે. કણકણ માટે દુષ્કાળપીડિત દેશોમાં કંગાળો વચ્ચે શેરીઓમાં મારામારી થાય છે. પણ હજી આ શહેરમાં લોકોનાં દિલમાંથી દયાનો છાંટો, તપેલી લોઢી ઉપર પાણીનું ટીપું છમમમ કરતું વરાળરૂપ થઇ જાય એમ, છંકારી ગયો ન હતો. શેરીની વસતિ મંગીનો સાદ સાંભળી ઘરમાંથી બોલતી સંભળાતી કે, "અલી, ઊભી રહેજે, મંગી ભિખારણ."

મંગી ઘરબારણે અટકી જતી ને બોલતી, "એ હારું બા; તમારું ભલું થાજો, પેટ ઠરજો ગરીબની આંતરડી દુવા દે છે."

નાનાં છોકરાંઓ પણ ઘરમાંથી દોડી આવી મંગીને રોટલી-રોટલાના ટુકડાઓ આપી જતા અને કેડમાં ટટળતા મંગીના નાના 'ગગા'ને નીરખી નીરખી જોઇ રહેતા. કેડમાં લટકતો છોકરો પણ ગૃહસ્થોનાં રૂડાં રૂપાળાં છોકરાંઓને જોઈ શાંત થઇ જતો, છતાં માનો ગળગળો સાદ સાંભળી ને રડમસ થઇ જતો. મંગી તેને રોવા દેતી નહિ, અને બીજી ભિખારણોની જેમ છોકરાને કદીય ચોંટિયો ખણીને પરાણે રોવરાવતી નહિ.

શેરીમાંથી ભીખી લાવી તે છોકરાંઓને ખવરાવતી. કવચિત છોકરાંઓ મંગી સાથે શેરીઓમાં જઈ અરધું હસતાં હસતાં માના કંઠનું અનુકરણ કરતાં. છોકરાંઓ તો બનતા લગી રસ્તામાં જે મળે તે આરોગી જતા અને વધે તો ઘેર લાવી સૌ ફરીથી જમતા.

શહેર બહાર એમની ઝૂંપડીએ છોકરાંઓએ એક કાળવી કૂતરી પાળી હતી અને એના ગલુડિયાં સાથે બાળકો દિવસ આખો રમ્યાં કરતાં. પણ કૂતરી ચાગલી ને કદાચ ટેકવાળી હશે તે બીજી શેરીઓમાં પેટ ભરવા જતી નહિ પણ મંગી જે લાવતી તેમાંથી

તેને ભાગ મળતો એનાં ગલુડિયાં જ્યારે અન્ન ખાવાં લાગ્યાં ત્યારે ભળવી ગલુડિયાંઓને પહેલાં ખવરાવતી અને એમનાં ખાધાં પછી પોતે ખાતી મંગી આ દૃશ્ય ટગર ટગર નજરે જોઇ રહેતી અને એના હ્રદયમાં ત્યારે લાગણીના લોઢ ઊછળતા.

પરવોની પરબ મંડાઈ. દિવાસો આવ્યો. દિવાસો એટલે સો પરવનો સાસો. ગામ આખું તહેવારના રંગે રંગાઇ ગયું છે. પણ મંગીને પરવ નથી ! આ દિવસ તેને કારમો ઊગ્યો હતો. ગયા વરસના આ જ દિવાસાના દિને તેનો પતિ સ્વર્ગવાસી થયો હતો. આજનો દિવાસો સંવત્સરીનો હતો. મંગીએ નિશ્ચય કર્યો કે આજે તો માગવા ન જવું. વરસ આખું માગવું જ છે ને ! માગવું ને કરગરવું એને હૈયે કારી ઘા જ કરનારું હતું. દૈવકોપે જ એને આ રસ્તાની વેરાન કેડીએ પરવરતી કરી મૂકી હતી. પતિ હતો ત્યાંસુધી, તો તે ગમે તેમ કરી રળી લાવતો, પણ પછી કોઇ આરોવારો હાથ ન આવતાં, તેમ જ મદદ માટે અધેથી પાછી પડતાં, તેણે ન છૂટકે આ માર્ગ સ્વીકાર્યો હતો.

ચૂલા ફરતાં વીંટાઇ બેઠાં. " તું કહે ઇ કરીએ, બોલ."

" આજે પરબ છે ને મા, તે લાપસી કર ને."

" સરસ દીકરા, ઈ જ કરશું, હોં ને! પણ જુઓ, કોઇ ઉતાવળાં ન થશો. આ ગોળમાંથી કોઇ એક કણીય ન લેશો, હોં કે!"

બધાંય છોકરાંઓની નજર માની સામેથી ઊંચકાઇને પતંગિયું જેમ ફૂલમાં ચોંટી જાય એમ ગોળમાં ખૂતી ગઇ. એમના મોંમાં પાણી છૂટયાં, પણ એકે છોકરું 'હો' એવા હકારમાં જવાબ આપી શકયું નહિ

" મા, મને ગોળ" " મા, મને દે" એવા શબ્દોની ચટપટી છોકરાંઓના જીભે થઇ આવી, પણ મંગીનો ચહેરો એવો મૃદુતાભર્યો ને સ્નેહાળ હતો, વાણી એવી પ્રેમાળ હતી કે છોકરાંઓ વશ થઇ જતાં, સામો એકે હરફ કાઢતાં નહિ. મંગી બાળકોની ઇચ્છા કળી ગઇ ને બોલી: " પરબને દિવસે લાપશી રંધાય, સમજ્યાં? ગળી મધ જેવી લાપસી, ખાવી છે ને? આપણે ઘરે રાંધેલી લાપશી, સમજ્યાં?"

છોકરાંઓ રાજી થઈ બોલી ઊઠયા, " હા, હા, અમને બહુ ભાવે છે."

" ત્યારે તમે ખમો. થોડીવારમાં લાપસી થઈ જશે. પછી તમે ખાજો, હોં કે? પણ ઘી જોશે ને? ઈ લઈ આવું. ઘી વગર લૂખી લાપશી ગળે નો ઊતરે, ખરું? હું આ'ર જાઉં છું. તમે સૌ ઘરમાં જ રમજો ને ઘરનું ધ્યાન રાખજો. કોઇએ ગોળને અડવાનું નહિ. અડે એને માના સમ. અડે એની મા મરે."

એમ બોલી બધાંય છોકરાંઓને માથે હાથ ફેરવી, વાંસો થાબડી, બારણું વાસીને તે બહાર ગઈ.

બાળકો આજે ઓર ઉત્સાહમાં આવી ગયાં. મોટી છોકરી તો ગાવા લાગી, "ગળ્યું એટલું ગળ્યું ને બીજું બધું બળ્યું."

વળી બીજું ગાવા લાગી, "મા હમણાં આવશે ને ઘી ઘરે લાવશે." છની ગાવા લાગી તેની સાથે નાનાં છોકરાંઓ ગાવા ને ફેરફૂદડી ફરવા લાગ્યાં. ગોળ ન મળ્યાનો એમનો શોક તો તરત જ ઊડી ગયો. અને ગીતની આ કડીઓ નાનાં બાળકોને એવી ભાવી ગઈ કે એની આગળ માનું આશ્વાસન કે મોટી છોકરી છનીની બચ્ચીઓ ભરી મનાવવાનું કાર્ય તો કશા હિસાબમાં નહિ. સૌ આનંદસેલારે ઝૂલી રહ્યાં.

પણ આસપાસની વસતિના બીજાં છોકરાંઓ બહાર ગોકીરો અને રીડિયારમણ મચાવતા સંભળાયાં. એના તરફ છનીનુ લક્ષ ગયું ને બારણું અધૂકડું ઉઘાડી તે બહાર નજર કરવા લાગી; મોટા પરવને લીધે બાળકો આનંદ-મંગળમાં કિલ્લોલતાં હતાં.

બહારથી એક છોકરીએ છનીને તરડમાંથી ભાળી ને તેને ઇસારો કરતાં કહ્યું, "બહાર આવને ! ઘરમાં શું ભરાઇ રહી છો?"

"ના બાપુ, તમતમારે રમો. હું અહીંથી જોઉં છું."

"એમાં શું મઝા આવશે?"

છનીનું મન ન રહ્યું. પોતાનાં ભાંડરડાંને ઘરમાં રાખી તે બહાર છટકી ગઇ. પણ પછી તો એક પછી એક સૌ છોકરાં બહાર નીકળી રમતમાં ભળી ગયાં.

થોડી વારે મંગી આવી ઘીને બદલે તેલની વાટકી તેના હાથમાં હતી. એનાથી એની અરધી હોંશ ઊડી ગઇ હતી. પણ જે મળે એનાથી રોડવી લેવાને ટેવાયલી હોવાથી શીંગના તેલથી સંતોષ માન્યો. ઝૂંપડીના બારણે આવતાં જ એને કાળજે ઊંનું

તેલ રેડાયું. તે ઊભી ને ઊભી સડાક થઇ રહી. ‘ હેડય ’, ‘હેડય’ શબ્દો તેના મોંમાંથી નીકળી શકયા નહિ જાણે અવાચક બની ગઇ. તેલની વાટકી તેના હાથમાંથી પડતી પડતી રહી ગઇ, પણ પછી ધીમેથી તે બબડી, “ અભાગિયાં છોકરાંઓ ! પણ વાંઝીયાં સૌ બારણું ઉઘાડું સળગાવીને કયાં ટળી ગયાં, ના પાડી હતી તોય?”

ઘરમાં ગરવાને બદલે તેણે બહાર ચોપાસ નજર દોડવી. છોકરાંઓને શોધ્યાં. સાદ કર્યો ને પછી ઝૂંપડીમાં દાખલ થઇ.

ઝૂંપડીમાં ઘર વચ્ચે મિજબાની ચાલી રહી હતી: કાળવી એનાં બચડાંને નિરાંતવા લોટ ને ગોળનું મિષ્ટ ભોજન કરાવતી પૂંછડી પટપટાવતી હતી. કાળવીના મોંમાં કશું ન હતું. ફક્ત એનાં નાનાં બચ્ચાંઓ ભૂખાળવાની જેમ ચપ ચપ ચાટી રહ્યાં હતાં.

મંગીની આશા ઊર્મિ અદશ્ય થઈ ગઇ. ખરેખર આજનું પરબ તેને તો ગઇ સાલની જેમ પુણ્યું ! એને તો નહિ, પણ એનાં નિર્દોષ બચ્ચાંઓને તો ખરું જ. હવે શું ગામમાં ફરી હાથ લાંબો કરી ઘેર ઘેર ભટકવું ? કે છોકરાંઓને ગામમાં મોકલવાં ? બાળકોની ખાતર બેચાર ઘેર ટેલ નાખી આવી તેણે ગોળ-લોટ આણ્યા હતા તે આમ ગુમાવ્યા. આજના પવિત્ર અને અતિપવિત્ર દિને માગવાં જવું કે બાળકોને ભૂખ્યાં રાખવાં? એ હૃદયભેદક પ્રશ્ન હતો.

મંગીએ મનમાં છોકરાંઓને ગાળો દીધી. પણ મોઢેથી દીધી કાળવીને, “ તારું નખ્ખોદ જાય ! રાં...” પણ તે વિચારવા લાગી અરધી પ્રગટપણે, “ એમાં એનો શો ગુનો? ઈ કયાં પોતે ખાય છે? બચ્ચાંને ખવરાવે છે. ઠીક ખવરાવ બા, ખવરાવ પેટ ભરીને તારા જણ્યાંને. લખેશરીની પૂતરી છો તું ! મારાં જણ્યાં ભલે ભૂખ્યાં રહે. તારું વધેલું એઠું કામમાં નહિ આવે. કર પરબ.”

એ વખતે મંગીના છોકરાં બહારથી આવી પરિણામ જોઇ ભયના માર્યા ઠંડાગાર થઇ ગયાં. મા મારશે એમ બીક લાગી. પણ મંગીએ એક હરફ ઊંચેથી કાઢ્યો નહિ. મનમાં ડુસકડો સમાવી હળવે હૈયે કહ્યું, “ ખાવ હવે રાખ ને ધૂડ-તમારાં કરમ ! ” છોકરાં રડમસ બની ગયાં એટલે મંગી પોતે રોઇ પડી. હતાશનો, દુઃખનો, વેદનાનો ઊભરો રુદન મારફતે વહ્યો. મંગીએ રોતાં રોતાં નાના છોકરાને તેડ્યો ને છાતીએ ચાંપ્યો ને શાંત કર્યાં અને બધાંને કહ્યું, “ઘઉંની લાપશી ભાગ્યમાં ક્યાંથી હોય ! ને ભાગ્ય લાવી હોત તો તારો બાપ જ શું કામ મરી જાત ? ને આટલી કાળી બળતરા શું કરવા સહેવી પડત ! પણ તમે શું કામ ? હું જ હિણા ભાગ્યની છું. ” થોડીવાર સુધી એની આંખમાંથી આંસુની ધારા ચાલી, પણ વાત્સલ્યનો પૂરો કોઠો ફૂટતા, મન શાંત કરી વિચારવા લાગી. કંઇક ઉપાય શોધતી હોય તેમ ઊભી થઇને જૂના બાગલા કોઠલા-માંથી જુવારનો વાશી લોટ શોધ્યો. એમાં પાણી નાખી મસળ્યો અને કણક બાંધી. છોકરાંઓ બધાંય ખૂણામાં બેસીને જોતાં હતાં. મંગીએ ચૂલા ઉપર તાવડી મૂકી ભાખરી શેકી. પછી થાળીમાં ભાંગી ને એમાં તેલ રેડ્યું. ચીકાશ આવતાં ભૂકાના બાળ લાડુ બનાવ્યા. ને દરેકના હાથમાં એક એક લાડવો આપ્યો. બોળાને બદલે મીઠું-મરચું આપ્યું. છોકરાંઓ લાડુ જોઇ પ્રસન્ન થયાં ને આનંદથી મોળો લાડુ મીઠા સાથે બટકાવવા લાગ્યાં.

બનેલો બનાવ મંગી ભૂલી ગઇ ને હોંશથી છોકરાંઓના વાંસામાં હાથ ફેરવતી એમને બબરાવવા લાગી ને બોલી, “ જુવારનો લાડવો કેવો ? ઘઉંની લાપશી જેવો. ”

છોકરાંઓ પણ સૌ એમ બોલવા લાગ્યાં. ને ઊભા થઇ નાચતાં નાચતાં ખાવા લાગ્યા. કાળજાનાં બચ્ચાંઓને આમ-તેમ ભરમાવી ‘સમજણી’ મંગીએ ફોસલાવી, પણ પોતે તો અનશન પાળ્યું.

# રેલ્વેના મામલા

"હૂઉઉસ...હૂસ !" વેક્યૂમ છૂટી ગઈ.

"આ શું ? બે સ્ટેશનને વચગાળે ચોરને કાંધ મારે એ ટાણે મેઇલ કેમ અટકી ?" મારા મનમાં પ્રશ્નનો વીજઝબકારો થયો.

એ કાંઠામાં છલકાતી ધસમસતી જતી નદીના સરખી મેઈલ ટ્રેન ઢોળપુરથી ઊપડી ઉજ્જડગામ તરફ જઈ રહી હતી. એની એકધારી ગતિ એવી એકરસ થઈ રહી હતી કે એનો ખ્યાલ તો જ્યારે ગાડી અટકી ત્યારે જ અમને થયો. ચાલતી ગાડીના ઘર્ઘરાટમાં શમી ગયેલો લાગતો બેસારુઓનો કલશોર પાછો ગોકીરો મચાવવા લાગ્યો. મ્યુઝિયમમાં જેમ જીરાફ બહાર ડોક લંબાવે, અથવા જેમ બગલાં ચંચુપાત કરવા ડોક લંબાવે તેમ કેટલાક જિજ્ઞાસુ જીવોએ પોતાની અક્કડ અને ટૂંકી ગરદન બારી વાટે લંબાવી, અને તરત જ અટકળ પંચા દોઢસોની ગણતરીએ મેઇલ કેમ અટકી એની પંચાતમાં ડબ્બાના બેસારુઓ પોતપોતાની કલ્પનાકડછીથી અભિપ્રાયોની વાનગીઓ પીરસવા લાગ્યા.

એક કહે, "એન્જિન ખોટવાઈ ગયું હશે. આજકાલ તો ગળિયા બળદની જેમ એંજીનો છાશવારે રસ્તામાં બેસી જાય છે. પરિણામે જંકશને બીજી ગાડીનો સંબંધ તૂટી જતાં એવી હાલાકી થાય છે કે વાત ન પૂછો !"

બીજો કહે, "એંજીન શું બેસે ? રાખ ! માસ્તર ઊંઘી ગયો હશે, કે સાંધાવાળાએ સિગ્નલ નહિ આપ્યો હોય. એ લોકોય કેવા નઘરોળ છે ? મુંબાઈના મેઇલને રોક્યો ! બાકી મને પૂછો તો, આ

મેં કહ્યું, "ગાર્ડ સાહેબ, ગજબની થઈ છે!"

ચંદુલાલે વ્યંગમાં કહ્યું, "શું રે, બમનજી તારી એસ. જી. ને વચ્ચે શું વળગાડ ઉખળ્યો?"

"જલસો જમાવ્યોચ મારા ડ્રાઇવરે, ચંદુલાલ."

ડ્રાઇવર કહે, "પણ ચંદુલાલ, તમે આમ વાંસોવાંસ ક્યાંથી ફૂટી નીકળ્યા?"

"અંતરિક્ષમાંથી, દોસ્ત."

"તે શું તમારે બેઉ ગાલ્લાં નિરાંતવા અથડાવવાં હતાં?"

"એટલે તો તમે રસ્તામાં ડેરા તાણીને બેઠા છો!" ચંદુલાલે કહ્યું અને પછી ઘડિઆળ સામે જોઇને કહે. 'લ્યો હવે, મઝાક જવા દો; મૂળ વાત કહો: શું કરવું છે?"

"સારું થયું, ચંદુલાલ, તમે આવી મળ્યા; અમારો સ્ટેશન સુધીનો ધરમધક્કો બચ્યો. નહિતર અમારે તમને બોલાવવા જ પડત."

"તે તો તમારા દિદાર જ કહી આપે છે. તમારું અગિયાર[2] નંબરિયું હજી લોથાર રહ્યું."

"એમ તો નહિ પણ થોડા 'લોડ'[3] ધોળપુરથી વધ્યો, તેમાં પેલું જોયું?" એમ કહીને ડ્રાઇવરે માલગાડીના એંજીનથી આગળ જતા પાટાનું ચઢાણ (અપ ગ્રેડિયંટ) બતાવ્યું, "એટલે એંજીન સ્ટીમ[4] પકડતું નથી."

"હાંરી ગયા, કહો ને? મડદાલ ઢસડો, પછી શું થાય? બાકી અમારો ડ્રાઇવર ચબરાક, નહિ તો તમારે તો કચ્ચરઘાણ કાઢવો હશે, રસ્તામાં!"

"અમો સું કરવાના ઉતા? કરેને ઉજ્જર ગામનો માસ્ટર!"

---

૨ અગિયાર નંબરનું એંજીન. ૩ વેગનોની સંખ્યા. ૪ વરાળ.

બમનજી બોલ્યા.

"હા, માળો, એય ઢબ્બુ લાગે છે, ભારે ધીમો બેઠયો ?"

'ચાલો, હવે તમારું એંજીન છોડો ને પાછળથી ઠેલો."

"હા, કંઇ 'ઉઠલી' કર્યા વિના છૂટકો છે ?" ચંદુલાલે મેઇલના ડ્રાઈવરને કહ્યું, "કપલિંગ[5] છોડો અને 'ગોહેડ'[6] ધ્યો; માલગાડીને ધકેલો."

આ પ્રમાણે થતાં માલગાડી 'ઢસ્ફસ્ ઢસ્ફસ્' કરતી ચાલી અને સિગ્નલ પાસેનું ચઢાણ ચડી શકી. એને કોઈ હાંફતી હાંફતી ચાલતી પૂરા દીવાળી સ્ત્રીની ઉપમા દેવાય.

પા કલાકના અંતરિયાળ રોકાણથી જંગલમાં મંગળ થઇ રહ્યું હતું. આસપાસના ખેતરેથી ખેડૂતો 'તાશેરો' જોવા ભેળા થયા હતા. અમારી મેઇલમાંથી તો થોકબંધ માનવી નીચે ઊતરી પડયા હતા. ગાર્ડે એ સૌને પોતપોતાની જગ્યાએ જવા સૂચના દીધી.

બન્યું એવું કે અમારી મેઇલ ધોળપુર સ્ટેશને આવી તે પહેલાં જ ત્યાંથી આ 'એસ. જી.' ઉજજડગામ જવા માટે ઊપડી ગઇ હતી પરંતુ ધીમી મલપતી ચાલે, કંઇક શહેરી શેઠાણી જેવી હોવાથી ઉજ્જડ ગામ પહોંચ્યા પહેલાં જ હાંફી ગઇ અને ચઢાણ ચડી ન શકી. ચંદુલાલે મને ઇશારો કર્યો: "હમણાં હવા ખાઓ, દસ મિનિટ, આવોને મારી બ્રેકમાં. ઉજ્જડ ગામવાળાએ ભારે કરી !"

મેં કહ્યું, "ભારે શું કરી ? બિચારો મરાઇ ગયો, એમ કહો."

"આપણે શું કરીએ ? કરે એ ભોગવે રેલ્વેમાં તો આવું જ છે. આપણો જીવ બચ્યો એમ કહેતાં નથી, ને માસ્તરના નશીબની દયા ખાઓ છો ! સાચું કહું ? મેં તો નાળિયેર માન્યું હતું હિમખિમ બચાય તો."

---

૫ જોડાણ. ૬ આગળ જવાનું.

મેં કહ્યું, ચંદુલાલ, આ કેસ તો 'એવર્ટેડ કુલીઝન'[૭] નો છે. માસ્તર સસ્પેન્ડ[૮] થશે ને કદાચ પાણીચુંય એને મળે."

"તમને એની ચિંતા પેઠી છે. પણ પારકી ચિંતા કર્યા કરવાથી શું દી' વળે? રેલવેમાં તો લહેર પાણી અને ભજિયાં ઉડાવવાં, દોસ્ત! આજે તો નવો અવતાર થયો એમ સમજો."

એક ચંદુલાલ જ નહિ પણ રેલ્વેના ઘણા નોકરની ફિલસૂફીનો સૂર આવો જ નીકળે છે. રેલ્વે એક દુનિયા જ છે. તેનું તત્ત્વજ્ઞાન પણ નોખું અને અનોખું છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની એ આપણને ભેટ છે. મિલમજૂરોનું જગત, યુદ્ધનું જગત બજારની દુનિયા, ખારવાઓની આલમ, અને રેલ્વેની સૃષ્ટિ: એ બધાં જ સરખાં. ક્યારે શું થાય, એ કહેવાય નહિ. ગતિ એ એનું પ્રધાન લક્ષણ છે. જોખમ એ એનો મોટો ભય છે.

ડબામાં શાંતિથી જાનડીઓ ગીત ગાઇ રહી હતી:

"શીસડીએ કેમ જાશો, વરરાજા?
ત્યાં તો ભાઇબંધો તમને રોકશે!"

હરેક ડબામાં કિલ્લોલનો ધ્વનિ ઘુંટાઇને બહાર આવતો હતો. બાજુના તારના દોરડા ઉપર પક્ષી–યુગલ આનંદની ચિચિયારી પાડી રહ્યું હતું.

ઉજ્જડગામના નાના સ્ટેશનની ઓફિસમાં સ્ટેશનમાસ્તર તાપીદાસના દિલમાં કબૂતર–શો ફફડાટ થઇ રહ્યો છે. માલગાડી અને મેઇલના સામૈયાં માટે તેને આજે ઓચિંતા પહેલીવાર જ સાક્ષી થવું પડયું એની મૂંઝવણ તેને હતી. 'મેઇલ રોજની છે

૭ બે ગાડીઓની અથડામણ ટળ્યાનો કેસ. ૮ નોકરી ઉપરથી કામચલાઉ ઊતારી મૂકવું.

પણ વચ્ચે આ એસ. ૭એ ક્યાંથી થોડું કુદાવ્યું તે ધ્રરણ ટાણે જાણે સાપ નીકળ્યો !' તાપીદાસનો સ્વગત બબડાટ હતો. તેનો પુત્ર ઑફિસમાં આવી ચડયો હતો અને પિતાના ચિંતાગ્રસ્ત ચહેરા સામે અર્થપૂર્ણ નજરે તાકી રહેતો હતો.

તાપીદાસ વારંવાર ચશ્મામાંથી ઊંચી કીકીઓ કરીને દીવાલ ઘડિયાળ સામે નજર નાખી આંગળીને વેઢે ગણતરી કરતા હતા. તે બબડયાઃ "આકડો ખાધો આણે!"

"કોણે, બાપા?" બાળકે જોઈ લીધું કે કોઈ ઢોર પેઠું છે?

"આ ઊંટે!"

ધોળપુરના તારમાસ્તર (વિદ્યુત્ સંદેશવાહક)નું પ્રથમાક્ષરી ટૂંકું નામ 'યુ. ટી.' હતું. આમ 'યુ. ટી.'નું 'ઊંટ' થવું એ રેલ્વેમાં સહેલું છે.

"તે, બાપા, કંઈ ઊંટ આકડો ખાય? તમે જ કહેતા હતા કે ઊંટ મૂકે આકડો ને બકરી મૂકે કાંકરો!"

"ચૂપ કર! બબડાટ ન કર; ઘેર જા." તાપીદાસે છણકો કર્યો.

'સાઉન્ડર'[૯]નો અવાજ કટટટ આવ્યા જ કરતો હતો—'એરાઇવલ...એરાઇવલ...એરાઈવિલ...?'[૧૦]

તાપીદાસે સાંધાવાળાને હાક મારી, "એલા ટપુડા! ક્યાં મૂઓ? જોને ઓલ્યું ડોબું કેટલેક ગુડાણું છે?"

પછી મનમાં ગણગણવા લાગ્યા, 'આ ઊંટ' તો આદુ ખાઇને અડપ્યો છે! ધીરો પડને બાપલા! 'એસ. ૭.'નો 'એરાઇવલ' તને હું આપ્યા વિના રહીશ? નાહક જીવ શું કરવા

---

૯ તારસંદેશ આવવાનો સંચો. ૧૦ ગાડી પહોંચી કે નહિ? એવો સંક્ષિપ્તાર્થ.

આય છે? હોઠિયાને યાર્ડમાં આવવા તો દે. હજી તો સિગ્નલ જ આપ્યો છે.' આમ બબડતા તાપીદાસ ધોળપુરની 'જી'[11] ઉપર હાથ પછાડવા લાગ્યા કે, "એસ. જી. સ્ટિલ નોટ એરાઈવ્ડ." (માલ-ગાડી હજી આવી નથી.)

સાંધાવાળાએ બહારથી આવીને કહ્યું, "શા'બ, ભારખાનું હજી શીંગલની ઓલીપા ધૂમાડા કાઢે છે અબઘડી આવી પોગશે."

"ઠીક જા, આવે એટલે કહેજે."

આ બધા જ સમય દરમિયાન ટિકિટબારી ઉપર ઘેરો જામેલો ને જાતજાતના મિશ્ર શબ્દગુચ્છો ત્યાંથી ઊડતાઃ

"મેઇલ તો આ આવી, તોય માસ્તર ટિકિટ દેતા નથી."

"અરે, માસ્તરસાહેબ, એ અમદાવાદ આપો ને!"

"હેં શા'બ. ગાડી મોડી છે એમ તમે કીધું, પણ ઇ તો આ વરતાણી!"

આવા પ્રશ્નોના જવાબ દેવામાં તાપીદાસ કંજુસાઇ કરતા, પણ આજે તે બબડી ઊઠ્યાઃ "તમેય ભેગો જીવ લ્યો જીવ! હુ...જી...વાર...છે. કીધું નહિ?'

"ત્યારે આ કઈ ગાડી દેખાણી!"

"એના બાપની વૈયર! બીજી કઈ?" એમ બોલી ધીમેથી ગણગણવા લાગ્યાઃ "કંઈ મારા શરીરના કટકા કરીને કે દસ હાથ કરીને કામ થઇ શકે છે? એક પછી એક તમારાં કામ થશે. તમારા વિના ગાડી ઊપડશે નહિ, સમજ્યા?"

ધોળપુરનો સંચો હજી ટકટકાટ કર્યા જ કરતો હતોઃ 'લૂક શાર્પ, મેઇલ વેઇટીંગ, રેડી ટુ સ્ટાર્ટ: વ્હાય એસ. જી. નોટ સ્ટિલ

11. તાર મોકલવાનો સંચો

(જુઓને, કૃપા કરીને 'પી. એન.' આપો. વાંધો નહિ.)

તાપીદાસે પ્રત્યુતર આપ્યો. પરંતુ સામેથી ધોળપુરના 'એસ. એમ.' [13]ખુદ સંચા ઉપર કહેતા હતા: "બટ, મેઇલ ડિટેઇનિંગ. યોર રિસ્ક.' (પણ મેઇલ ખોટી થાય છે. તમારે જોખમે છે) તાપીદાસે વિચાર્યું: ખુદ એસ.એમ. કરગરે છે અને એસ. ૭. સિગ્નલમાં તો આવી ગઇ છે. ત્યાંથી યાર્ડમાં આવતાં શી વાર? બે–ત્રણ જ મિનિટ થશે. અને ધોળપુરથી મેઇલને આવતાં ૧૫–૧૭ મિનિટ થશે. નંબર આપી દેવામાં વાંધો નથી.

તાપીદાસે બહાર જઇ જોયું તો ડિસ્ટંટ (દૂરના) સિગ્નલ પાસે 'એસ. ૭' આવી ગઇ છે. ઓફિસમાં આવી તેણે હિંમતથી ધોળપુરને 'લાઇન ક્લીયર'—પરવાનગી આપી. 'એકસ એકસ એકસ.[14] ૨૪–અપ મેઇલ; પી. એન ૫૫.'

એ પછી તરત તેણે બારી ઉપરના બેસારુઓને ટિકિટ આપવા માંડી. ત્યાં તો મેઇલ ધોળપુરથી છૂટયાના સમાચાર તારમાં આવ્યા–૨૪–અપ મેઇલ લેફ્ટ (છૂટી). ૧૨–૦'.

એ સમાચાર લઇને તે પુનઃ ટિકિટ દેવા લાગ્યા.

"લ્યો, બે અમદાવાદ...એક રાજકોટ ..કેમ આ છોકરાની ટિકિટ નથી લીધી?"

ગામડિયો કહે, "ઇને તો તેરય જ વરહ થયાં છે."

"પણ ઇ 'તેરય વરહ'ના છોકરાની ટિકિટ લેવી જોઇએ. એવો કાયદો છે, સમજ્યા? જાઓ, ઓલ્યા ત્યાં કનડશે માં. તમારે પાર્સલ 'બૂક' કરવાં છે? તો તમારે વહેલાં આવવું જોઇએ. મોડા આવો તે કાયદા વિરુદ્ધ છે. અમે નવરાબાબર નથી હોતા.

હજાર કામ એટલે પંડે પતાવવાં પડે છે ચાલો કાઢી આપું છું. ને તમારે લગેજ કરાવવું છે? મૂકો કાંટા ઉપર. ચાલો, એક, બે, ત્રણ દાગીના, બધાય મૂકી દો. એકે બાકી નહિ રાખો. બધુંય કાયદેસર કરો. મિસ્ટર, રેલ્વેનો કાયદો બહુ આકરો છે, એમાં ફાયદો નથી. ઠીક લ્યો, હવે રહેવા દો બીજા નાના દાગીના. કાયદાની બારીકી બાતવશો એ અમારી કને નહિ ચાલે. કાયદો કોઇને છોડતો નથી. અહીં નહીં તો રસ્તામાં; અને રસ્તામાં નહિ તો ઊતરો ત્યાં. જો કે નીકળી જાય તો તો આખા ને આખા હાથી અંદરથી નીકળી જાય, પણ જો અટકાઇ રહે, તો એક પૂંછડીએ અટકાય, એવું ય બને છે."

અત્યારે તાપીદાસની જીભમાં, હાથમાં, પગમાં, મગજમાં ચેતનના તણખા ખરતા હતા. પાંચેક મિનિટમાં તેણે કેટલુંય કામ આટોપી નાંખ્યું. છતાં એસ. જી નાં દર્શન યાર્ડમાં કાં ન થયાં?

"માર્યા હાર!" ટિકિટનો કબાટ બંધ કરી ઘડિયાળ સામે જોતાં તાપીદાસને હોઠેથી એક ચિત્કાર સરી પડ્યો, "દાળમાં કંઇક કાળું છે! આ શું?"

તાપીદાસે બહાર પ્લેટફોર્મ પર જઇ ધોળપુરની દિશામાં મીટ માંડી, તો એસ. જી. હજીય ત્યાં ને ત્યાં દૂરના સિગ્નલ પાસેથી લગારે ચસકતી લાગતી ન હતી.

"ભૂંડી કરી!" તાપીદાસના દિલમાં ફાળ પડી. તે હાંફળા ફાંફળા થઇ ગયા. પગ ઢસડાવા લાગ્યા. શરીરે શીતાંગ વળી ગયાં ને જાય પરસેવો રેબઝેબ!

"એલા ટપુડા, નખોદ નીકળી ગયું!"

"શું થયું? માસ્તર સાહેબ, કેમ અધીરા થઇ ગયા?" બેસારુઓ પૂછવા લાગ્યા.

"શુ? શું? જિન્દગાની બગાડી નાખી આ ગાડીએ, અરે ભગવાન!" એક સહૃદયી સજ્જને તાપીદાસને ધીરા પાડ્યા, "મૂંઝાઓ નહિ, શાંતિ રાખો; હિંમત ન હારો. માસ્તર, વાત શું છે?"

"શાંતિ શું રાખે, કપાળ? આગ ચંપાણી આ વીસ વર્ષની ઊજળી નોકરીમાં. માલગાડીની પાછળ મેઇલ છૂટી છે ને આવે છે; અને હવે એ ગાડી અથડાશે એ ચોક્કસ. જો ટપુડા, એક કામ કર. ઝંડી લઇને દોડ. મેઇલને લાલ બતાવ, રોક! રોક!"

તાપીદાસનું મગજ ગરમ થઇ ગયું હતું. તેમાં બહારની ગરમીએ શગ ચડાવી. એ ખરેખર મગજનું સમતોલપણું ચૂક્યા.

પેલા સજ્જન કહે, "માસ્તર, હવે શું કામ દોડાવો છો? ધોળો દહાડો છે. એટલે ગાડીઓ થોડી જ અથડાવાની છે?"

"અથડાશે નહિ તો ભેગી તો થશે જ. 'એવર્ટેડ કુલીઝન' નો કેસ થશે. બધું જ કાયદા વિરુદ્ધ થઇ ગયું. નોકરી જાય એની બળતરા નહિ, પણ હાથે હાથકડીઓ જડાઈ જાય, રેલ્વેનું ફંડ જાય!"

"માસ્તર, કાયદા વિરુદ્ધનો ઉપદેશ તો તમે હમણાં પેલાને આપતા હતા, અને તમે જાતે જ આમ ગેરકાયદે કર્યું?"

'ભાઇ, અમારે ત્યાં તો આમ ને આમ જ આંધળે બહેરું ચાલ્યા કરે છે. કોઇ દિવસ કશું વિપરીત થતું નથી. પણ આ તો વાળંદના વાંકા હોય તો કોથળીમાંથી કરડે! એવું આ થયું!"

મેઇલના એંજીનની મદદથી થોડી વારે 'એસ. જી.' ઉનજટ ગામ પહોંચી, ત્યાર પછી થોડી વારે મેઇલ પણ ધીમેધીમે સ્ટેશનમાં આવી. તે વખતે પણ તાપીદાસનું મગજ ઠંડું થયું ન હતું. તાપીદાસનો પુત્ર ઘેરથી તે વખતે આવ્યો અને પિતાને અશાંત જોઇ બોલ્યો, "બાપા ઊંટે આકડો ખાધો?"

બીજે દિવસે મેં સાંભળ્યું કે તાપીદાસ 'સસ્પેન્ડ' થયા.